અર્હમ્

# આર્હત જીવન જ્યોતિ

## [ ત્રીજી કિરણાવલી ]

( ૩ )

**સચિત્ર**

---

પ્રયોજક અને સંપાદક

**પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ્. એ.**

---

પ્રકાશક

**જીવનલાલ પનાલાલ**

ઇ સ ૧૯૩૫ વીર સંવત ૨૪૬૧. વિ સં ૧૯૯૧

પ્રથમ આવૃત્તિ] મૂલ્ય રૂા ૦-૬-૬. [પ્રતિ ૨૦૦૦

# પિતૃ-સ્મૃતિ

કદી પણ ન વિસરી શકાય એવા
અનેક ઉપકારો જેમણે મારા
ઉપર કર્યાં છે
તે
મારાં સ્વર્ગસ્થ પૂજ્ય માતાપિતાના
સ્મરણચિહ્ન તરીકે હું
આર્હત જીવન જ્યોતિ
પ્રસિદ્ધ
કરું
છું.

જીવનવિલા, મલબાર હિલ,
મુંબાઈ.
ચૈત્ર શુક્લ સપ્તમી,
વિ સં ૧૯૯૦

જીવનલાલ પનાલાલ

## વિષયાનુક્રમ

# આમુખ



ગુજરાતી અક્ષરજ્ઞાન ધરાવતા વિદ્યાર્થીઓથી શરૂ કરી ઉત્તરોત્તર ચઢિયાતી કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવી અગ્યાર કિરણાવલીઓ તૈયાર કરી આપવાનુ કામ અમોએ પ્રો હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ એ મહાશયને સોંપ્યુ હતું આ કિરણાવલીઓ પૈકી પહેલી બે કિરણાવલીઓ અમો અત્યાર અગાઉ પ્રસિદ્ધ કરી ચૂકયા છીએ, અને આજે આ ત્રીજી કિરણાવલી પ્રસિદ્ધ કરીએ છીએ

પહેલી બે કિરણાવલીની જેમ પ્રસ્તુત કિરણાવલી પણ અમોએ યોગ્ય સુધારા વધારા તથા સૂચના માટે જુદા જુદા સાક્ષરો ઉપર મોકલાવી હતી જે સાક્ષરોએ અમોને આ કિરણાવલી જોઇ આપી છે એ બધાનો અમે અહીં આભાર માનીએ છીએ અને ભવિષ્યમા પ્રસિદ્ધ થનાર કિરણાવલીઓમા પણ પોતાનો સક્રિય સહકાર અમને આપવા અમો તેમને વિનતિ કરીએ છીએ

આ ત્રીજી કિરણાવલી માટેના ચિત્રો શ્રીયુત અરવિંદે દોરેલ છે

પહેલી કિરણાવલીની જેમ બીજી કિરણાવલી પ્રસિદ્ધ થઇ ગયા બાદ અમોએ તેની નકલો અભિપ્રાય તેમજ સૂચન માટે જુદા જુદા મુનિવરો, વિવિધ પાઠશાળાઓના સચાલકો તથા અન્ય જૈન તેમજ અજૈન સજ્જનો ઉપર મોકલાવી હતી આમાથી જેઓએ અમને પોતાનો અભિપ્રાય મોકલેલ છે તેઓનો અમે અહીં આભાર માનીએ છીએ સાથે સાથે જે પત્રકારોએ બીજી કિરણાવલીની સમાલોચના પોતાના પત્રમા પ્રસિદ્ધ કરી છે એ પત્રકારોનો પણ અમે અહીં આભાર માનીએ છીએ

હાલમા પહેલી તથા બીજી કિરણાવલી અહીંની બાબુ પનાલાલ પી જૈન હાઇસ્કૂલમા ધાર્મિક અભ્યાસના પાઠ્યપુસ્તક તરીકે શીખવવામા આવે છે વળી કેટલીક પાઠશાળાઓમા પણ આને સ્થાન આપવામા આવ્યુ છે અને ઇનામ તરીકે પણ આનો ઉપયોગ કરાય છે

આ ત્રીજી કિરણાવલીમા ન્યૂનતા જણાય તો તે સૂચવવા તજ્જ્ઞોને અમારી ખાસ વિનતિ છે જેથી બીજી આવૃત્તિમા તે તરફ બનતુ લક્ષ્ય આપી શકાય

યોજક મહાશયે આર્હત જીવન જ્યોતિને ઉદ્દેશીને તૈયાર કરેલી એક વિસ્તૃત પ્રસ્તાવના, અમારુ વક્તવ્ય તેમજ અભિપ્રાયો હવે પછી એક સ્વતત્ર પુસ્તકરૂપે બહાર પાડવા અમારી ઇચ્છા છે

જીવનવિલા મલબાર હિલ
મુબઇ.
તા ૧-૫-૩૫

જીવનલાલ પનાલાલ

# અનુક્રમણિકા

# પરિશિષ્ટ

## કિરણ ૧ લું. શિષ્યોની પરીક્ષા

ઘણાં વર્ષો ઉપર એક ગામમાં ક્ષીરકદમ્બક નામના ઉપાધ્યાય રહેતા હતા એક વેળા વસુ, પર્વત અને નારદ નામના ત્રણ છોકરાઓ તેમની પાસે અભ્યાસ કરવા લાગ્યા વસુ રાજાનો પુત્ર હતો, પર્વત ઉપાધ્યાયનો પુત્ર હતો અને નારદ બ્રાહ્મણનો પુત્ર હતો ઉપાધ્યાય આ ત્રણેને ખૂબ હેતથી ભણાવતા હતા

એક વાર બે જૈન મુનિઓ ઉડતા ઉડતા એ ઉપાધ્યાયના ઘર ઉપરથી જતા હતા તેમાના એક મુનિએ ત્રણે વિદ્યાર્થીઓને જોઇને કહ્યું કે આમાંથી એકની સદ્‌ગતિ થશે અને બીજા બેની દુર્ગતિ થશે આ શબ્દો ઉપાધ્યાયને કાને પડતા ત્રણમાથી કોની સદ્‌ગતિ થનાર છે એ જાણવાનુ તેમને મન થયુ તેમણે લોટના ત્રણ કૂકડા બનાવ્યા અને દરેક વિદ્યાર્થીને એક એક કૂકડો આપીને કહ્યુ કે કોઇ ન દેખે ત્યા જઇ આને મારી નાખજો

વસુએ કોઇ અંધારી ગુફામા જઇ કૂકડાને મારી નાખ્યો પર્વતે કોઇ ખેતરની વાડની ઓથે રહી તેમ કર્યું નારદ જગલમા ઘણે દૂર ગયો પછી જેવો તે કૂકડાને મારવા જાય છે તેટલામાં કોઇ ન દેખતુ હોય ત્યા આને મારવાનુ ગુરુદેવે કહ્યુ હતુ એ તેને યાદ આવ્યુ તેણે વિચાર કર્યો કે અહીં ભલે કોઇ ન દેખતુ હોય, પરતુ હુ અને પરમેશ્વર તો દેખીએ છીએ તેનુ કેમ? કોઇ ન દેખે એવી તો કોઇ પણ જગ્યા જણાતી નથી આમ વિચારી તેણે કૂકડાને માર્યો નહિ એને લઇને તે ઉપાધ્યાય પાસે પાછો આવ્યો અને બોલ્યો કે ગુરુજી! કોઇ ન દેખે એવુ સ્થાન જ મને જણાયુ નહિ, એથી મેં આને માર્યો નથી

વસુએ અને પર્વતે પોતપોતાનો કૂકડો મારી આવીને એ વાત ઉપાધ્યાયને કહી હતી એથી નારદની વાત સાભળીને તેમને ખાતરી થઇ કે પોતાના પુત્રની તેમજ રાજપુત્રની માઠી ગતિ થનાર છે, અને નારદની જ સારી ગતિ થનાર છે

---

## કિરણ ૨ જુ. હવે તો મારુ નામ કહો

દુનિયાના દરેક દરેક ભાગમા કોઇ નહિ ને કોઇ મારો કુટુંબી રહે જ છે
મારા વંશને આદિ નથી તેમ અંત પણ નથી
હુ ધારુ તેવા મારા રૂપો ઘડી શકુ છુ
જોતજોતામા હુ ખોબારા ગણી શકુ છુ
જોતજોતામા હુ હાજર થઇ શકુ છુ
મને પગ નથી કે પાંખ નથી, છતા હુ ધારુ તેટલી મુસાફરી કરી શકુ છુ
તેમા પણ વળી મારો વેગ હુ મારી મરજી મુજબ વધારી કે ઘટાડી શકુ છુ
ચાલતી વેળા મારે અવાજ ન કરવો હોય તો ન કરુ, અને કરવો હોય તો કરુ અને તે પણ મને ગમે તેટલો જ
હુ ભલભલા ઝાડને હલાવી શકુ છુ
હુ પૂર બહારમા હોઉ ત્યારે જે ઝાડ નીચુ નમી અને સલામ ન ભરે તેને હુ જડમૂળથી ઉખેડી નાખુ છુ
હુ ગેરહાજર હોઉ છુ ત્યારે તમે બેચેન બની જાઓ છો
હુ થાકેલાઓનો આરામ છુ
હુ વાદળાઓનો રથ છુ
વરસાદ મારા કબજામા રહે છે હુ કહુ તો એ વરસે, નહિ તો નહિ
આંધળો માણસ પણ મને ઓળખી શકે છે
નાનુ બાળક પણ મારુ નામ સહેલાઇથી બોલી શકે છે
મારા મહેરબાન! હવે તો તમે મારુ નામ કહો

---

## કિરણ ૩ જું. ખોડ

નિશાળે જવાનો વખત થઇ ગયો હતો, છતા શિરીષને આમ તેમ આટા મારતો જોઇ એના બાપા શાતિલાલે એને પૂછ્યુ કે શિરીષ! તુ આજે નિશાળે કેમ ગયો નથી?

શિરીષે ગળગળે અવાજે જવાબ આપ્યો કે બાપાજી! મારી જીભ તોતડાતી હોવાથી હુ બરાબર બોલી શકતો નથી એથી મારા વર્ગમાના છોકરાઓ મારા ચાળા પાડે છે અને મને રોજ ચીડવે છે, તેથી હુ આજે નિશાળે ગયો નથી

શાતિલાલ—શિરીષ! શુ તુ પેલા સાત પૂછડિયા ઉંદરની વાત ભૂલી ગયો કે? જો તુ ચીડાયા કરીશ તો ટીખળી છોકરાઓ તને વધારે ચીડવશે અને તુ કોઇ નિશાળે જઇ શકીશ નહિ અને એથી તો તારુ ભણતર બગડશે ગયા જન્મમા તેં કોઇ જ્ઞાનીનો અવિનય કર્યો હશે અથવા જ્ઞાનના સાધનોની અવગણના કરી હશે એથી તારી જીભ આ ભવમા તોતડાય છે હવે તુ આ ભવમાં જ્ઞાનની ખૂબ આરાધના કરીશ અને જ્ઞાની જનોનો વિનય સાચવીશ તો તારુ કલ્યાણ થશે

શિરીષ—બાપાજી! શુ બીજાના ચાળા પાડી તેમને ચીડવવાની ટેવ સારી કહેવાય?

શાતિલાલ—નહિ જ બધા અવયવો બરાબર હોવા એ પુણ્યની વાત છે કાણા, આધળા, ઠૂઠા, લૂલા, મૂગા, બહેરા એમ જુદી જુદી જાતના ખોડવાળા માણસો આપણી નજરે પડે છે આપણે એવાઓની મશ્કરી ન કરતા એમની દયા ખાવી જોઇએ જે શરીરે અપગ હોય તેને બનતી મદદ કરવી જોઇએ જ્યારે જ્યારે તારી નિશાળના વિદ્યાર્થીઓ તને ચીડવે ત્યારે તુ ધ્યાન રાખજે કે શરીરની ખોડ કરતા ખરાબ ટેવ એ વધારે મોટી ખોડ છે શરીરની ખોડથી તો માત્ર શરીરની શોભા ઓછી થાય છે પણ ખરાબ ટેવથી તો આખી જીંદગી ખરાબ થાય છે

---

## કિરણ ૪ થુ પાડોશી

શિક્ષક—ચપક! પાડોશી કોને કહેવાય?

ચપક—આપણા ઘરની આજુબાજુ રહેતા લોક આપણા 'પાડોશી' કહેવાય

શિક્ષક—તુ તેમનો પાડોશી કહેવાય કે નહિ?

ચપક—હા, જી

શિક્ષક—અરવિંદ! તને તારા પાડોશી ગમે છે?

અરવિંદ—હા, જી

શિક્ષક—તેનુ કારણ તુ કહી શકીશ?

અરવિંદ—ગુરુદેવ! મારા પાડોશી સદા આનદી રહે છે તેઓ મને હેતથી બોલાવે છે અને મારી સાથે હસીને વાત કરે છે વળી તેઓ મારી ભૂલ મને શાતિથી સમજાવે છે અને મને સારી સારી શિખામણ આપે છે

શિક્ષક—કઇ વારુ?

અરવિંદ—આપણે આપણા દાત સાફ રાખવા જોઇએ નાક ચોક્ખુ રાખવુ જોઇએ આખમા ચીપડા રહેવા દેવા ન જોઇએ શરીર બરાબર ચોળીને નહાવુ જોઇએ વળી જ્યા ત્યા થુકાય નહિ કે નાક સાફ કરાય નહિ

શિક્ષક—ઉષા! તારા પાડોશી કેવા છે?

ઉષા—ગુરુજી! મારા પાડોશી બહુ ભલા છે તેઓ કોઇને કનડતા નથી અમારે ત્યા કોઇ માદુ પડ્યુ હોય તો તેઓ તેની ખબર અતર રાખે છે તેઓ અમને તેમજ બીજાને પણ મદદ કરવા સદા તૈયાર રહે છે

શિક્ષક—આવા પરગજુ પાડોશી કોને ન ગમે? પ્રભાકર! તારા પાડોશી કેવા છે?

પ્રભાકર—ગુરુજી! મારા પાડોશી વાતવાતમા ચીડાઇ જાય છે વળી તેઓ વઢકણા અને ગદા છે અમે એમનાથી કટાળી ગયા છીએ

શિક્ષક—મહેશ! આપણે સારા પાડોશી ગણાઇએ તે માટે આપણે કેમ વર્તવુ જોઇએ?

મહેશ—સૌ સાથે હળીમળીને રહેવુ એક બીજાને ચાહતા શીખવુ અને બનતી મદદ કરવી વળી આપણે કોઇને કદી હેરાન કરવા નહિ

---

## કિરણ ૫ મું. લક્ષ્મીનો વાસ

એક રાતે લક્ષ્મી દેવી એક શેઠિયાને ઘેર આવ્યા અને બોલ્યા કે શેઠ! તારુ પુણ્ય હવે પરવારી ગયુ છે એટલે હુ હવે તારે ઘેરથી થોડા દિવસમા જઇશ એ તારે મારી પાસેથી કઇ માગવુ હોય તો તુ તે માગી લે શેઠે કહ્યુ કે ઠીક, કાલે સવારે મારા કુટુબને પૂછીને વિચાર કરી હુ તમને કહીશ

સવાર પડતાં શેઠે પોતાના કુટુબનાં બધાં માણસોને બોલાવ્યા અને રાતે બનેલી વાત કહી સભળાવી પછી તેણે લક્ષ્મી દેવી પાસે શુ માગવુ એ વિષે બધાના મત પૂછ્યા એકે કહ્યુ કે હીરા, માણેક, મોતી વગેરે ઝવેરાત માગવુ બીજાએ કહ્યુ કે કિમતી લુગડાલત્તા અને ઘરેણાગાઠા માગવા ત્રીજાએ કહ્યુ કે પુષ્કળ અનાજ માગવુ એટલે આપણને ભૂખે મરવાનો વાગે જ ન આવે ચોથાએ કહ્યુ કે ભૂખ્યા ભૂખ્યાં પણ ઘરમાં પડી રહેવાય તે માટે મહેલ માગવો પાચમાએ કહ્યુ કે લક્ષ્મી જશે એટલે પગમા જોર નહિ રહે, વાસ્તે વાહન માગવુ એ પ્રમાણે જેને જે સૂઝ્યુ તે તેણે કહ્યુ, પરતુ શેઠના ધ્યાનમા એકેનુ કહ્યુ ઉતર્યું નહિ

અત્યાર સુધી સૌથી નાના છોકરાની વહુ મૂગી મૂગી બધુ સાભળ્યા કરતી હતી શેઠે તેને પૂછ્યુ કે બેટા! તારો શો મત છે? તે બોલી કે બાપાજી! લક્ષ્મી જતા લક્ષ્મી વડે મળતી બધી વસ્તુઓ જતી જ રહેશે, વાસ્તે મને તો આપણા કુટુબમા સ્નેહ અને સપ રહે એ માગવુ ઠીક જણાય છે, કેમકે લક્ષ્મી જવા છતા જો સ્નેહ તેમજ સપ રહેશે તો પૈસાદારને જે સુખ મળતુ નથી તે આપણને મળશે

વહુની આ વાત શેઠને તેમજ તેના આખા કુટુબને ગળે ઉતરી રાત પડતાં થોડી વારે લક્ષ્મી દેવી આવ્યા અને તેમણે શેઠને પૂછ્યુ કે હે શેઠ! કેમ, પછી શો વિચાર કર્યો? શેઠે કહ્યુ કે હે લક્ષ્મી દેવી! જ્યારે તમે જવાનો જ વિચાર કર્યો છે તો મારા કુટુબમા સ્નેહ અને સપ રહે એટલુ જ હુ તમારી પાસે માગુ છુ

આ સાભળીને લક્ષ્મી દેવીએ ઉત્તર આપ્યો કે હવે મારાથી જવાય તેમ નથી, કેમકે સ્નેહ અને સપ માગીને તેં મને ઉલટી વધારે જકડીને બાધી લીધી છે

---

## કિરણ ૬ છટ્ઠુ પ્રતિક્રમણ

ગુલાબ ને તારા બે બેનપણીઓ થતી હતી એક વેળા ગુલાબ તારાને ઘેર ગઇ અને બોલી કે તારા! ચાલ, આપણે રમીએ

તારા—ના, બેન! આજે તો મારે હમણા મારી બા સાથે ઉપાશ્રયે જવાનુ છે, કેમકે આજે અમારો મોટો દિવસ છે. અમે ઉપાશ્રયે પ્રતિક્રમણ કરીશું

ગુલાબ—પ્રતિક્રમણ એટલે શુ?

તારા—દિવસમા જે નઠારા કામ થયા હોય તેનો પસ્તાવો કરવો અને ફરીથી તેવા કામ ન થઇ જાય તે માટે સાવધ બનવુ તે 'પ્રતિક્રમણ' કહેવાય છે આ અમારી એક ધાર્મિક ક્રિયા છે લોકો એને 'પડિકમણુ' પણ કહે છે

ગુલાબ—તારા! તુ આ લાલ કપડુ શા માટે લઇ જાય છે?

તારા—પ્રતિક્રમણ તેમજ સામાયિક કરતી વેળા પણ અમે આવુ કપડું ભોંય ઉપર પાથરીને બેસીએ છીએ અમે આને 'કટાસણુ' કહીએ છીએ આની માફક બધા કટાસણા લાલ જ હોતા નથી જો, આ કટાસણાના આગળના ભાગમા કોર છે અમે કટાસણુ પાથરતી વેળા એ કોર આગળ રાખીએ છીએ

ગુલાબ—તમારા સાધુઓ બગલમા મોટી પૂજણી જેવુ રાખે છે તેવુ આ નાની પૂજણી જેવુ શુ છે?

તારા—બેન! અમારા સાધુઓ જે રાખે છે તે 'રજોહરણ' કહેવાય છે આ 'ચરવળો' છે કટાસણુ પાથર્યા પહેલા જમીન ચરવળા વડે પૂજવી જોઇએ કોઇ જીવજન્તુ હોય તો આ સુંવાળા ચરવળા વડે તેને ઇજા કર્યા વિના દૂર કરી શકાય વળી આ ચરવળો હોય તો પ્રતિક્રમણ કરતાં જરુર પડે તો જમીન પૂજીને કટાસણાની બહાર પણ પગ મૂકી શકાય

ગુલાબ—તુ શા માટે કટાસણુ ને ચરવળો લઇ જાય છે તે તો હુ સમજી, પરતુ તુ કપડાનો આ નાનો સફેદ કટકો પણ લઇ જાય છે તેનુ શુ કારણ છે?

તારા—આ 'મુહપત્તિ' કહેવાય છે પ્રતિક્રમણ કરવામાં આની પણ જરુર પડે છે જો, મારી બા મને બોલાવે છે હવે મારે એની સાથે જવુ જોઇએ તુ કાલે આવજે આપણે રમીશુ

---

## કિરણ ૧૭ મું. સસલાને બચાવનાર



સુમેરુપ્રભ નામનો એક હાથી એક વનમા રહેતો હતો એક દિવસ વનમા દવ લાગતા એ બીકનો માર્યો નાઠો રસ્તામા એણે એક સરોવર જોયુ દોડતા દોડતા એને તરસ લાગી હતી તેથી એ તેમા પાણી પીવા ઉતર્યો સરોવરમા કાદવ ઘણો હોવાથી એ તેમા ખૂચી ગયો પાણી પીવાની વાત તો એના મનમા ને મનમા રહી ગઇ અને એને કાદવમાથી બહાર નીકળવા માટે તનતોડ મહેનત કરવી પડી, પરતુ તેમા એ ફાવ્યો નહિ એવામા બીજો એક હાથી ત્યા આવી ચડ્યો તેણે એને ઘાયલ કર્યો સુમેરુપ્રભ સાત દિવસ સુધી એની વેદના ભોગવીને મરણ પામ્યો, અને વિન્ધ્યાચળમા હાથી તરીકે ઉત્પન્ન થયો

એક વેળા દૂરના જગલમા દાવાનલ જોઇ એને જાતિસ્મરણ જ્ઞાન થયુ અને એને પોતાનો પૂર્વ ભવ યાદ આવ્યો પોતે જે વનમા રહેતો હતો ત્યા પણ કદાચ દવ લાગે તો એથી બચવા માટે એણે એક યોજન જેટલુ માંડલું બનાવ્યુ એમા જે કઇ ઘાસ વગેરે ઉગતુ તે એ ઉખેડી નાખતો.

એક દિવસ એ રહેતો હતો તે વનમા યોગાનુયોગે દવ લાગ્યો તે વનમા રહેલા પ્રાણીઓ નાસતા નાસતા પેલા માડલામા આવ્યા પેલો હાથી પણ ત્યાં આવી ઊભો રહ્યો થોડીક વારે એને પગે ખજવાળ આવી અને એણે એક પગ ઊચો કર્યો એટલામા એક સસલુ એ હાથીના પગ નીચે આવીને બેસી ગયુ હાથી પગ નીચે મૂકવા જાય છે તેટલામા એની નજર પેલા સસલા ઉપર પડી એણે વિચાર્યું કે જો હુ પગ નીચે મૂકી દઇશ તો આ સસલુ મરી જશે આથી એ અહીંથી ન ખસે ત્યા સુધી મારે પગ નીચે ન મૂકવો

સસલું તો દિવસ ને રાત ત્યા જ બેસી રહ્યુ દાવાનળ શાત પડતા બધા પ્રાણીઓ પોતપોતાને સ્થાને ગયા એટલે એ સસલુ પણ ગયુ લોહી ફરતુ બધ થઇ જવાથી પેલા હાથીનો પગ આટલા વખતમા જૂઠો પડી ગયો હતો, એથી એ પગ નીચે મૂકવા જતા હાથી ભોંય ઉપર પડી ગયો અને થોડા વખતમા મરણ પામ્યો. એ હાથી મરીને શ્રેણિક રાજાની રાણી ધારિણી દેવીને પેટે પુત્ર તરીકે અવતર્યો એનુ નામ 'મેઘકુમાર' રાખવામા આવ્યુ સમય જતા એણે મા બાપની રજા લઇને પ્રભુ મહાવીરસ્વામી પાસે દીક્ષા લઇ પોતાનુ જીવન સફળ કર્યું

## કિરણ ૮ મુ. દાતણ

કોકિલાને ચાર સતાન હતા. વીરુ, ધીરુ, મધુ ને જગુ તેમાં વીરુ દસ વર્ષની અને મધુ ત્રણ વર્ષની હતી ધીરુ અને જગુ સાત અને પાચ વર્ષના હતા એ ચારે જણા સપીને ચાલતા હતાં કોઇક જ વેળા તેમને માહોમાહે તકરાર થતી એવે વખતે પણ તેઓ અદર અદર સમજી લેતાં

એક રવિવારે કોકિલાની પાસે એના ચારે છોકરાં વાતો કરતા બેઠાં હતાં એવામાં એની નાની બેન નિર્મળા પોતાની પુત્રી રાજુલાને લઇને ત્યાં આવી રાજુલાની ઉમર આઠ વર્ષની હતી કોકિલાની નજર એના દાંત ઉપર પડતા જ તે બોલી કે રાજુલા! તારા દાંત કેટલા બધા પીળા પડી ગયા છે! કેટલાક ઉપર તો છારી પણ વળેલી છે શુ તુ કદી દાતણ કરતી નથી?

એ સાભળીને નિર્મળા બોલી કે રાજુલા! હું તને રોજ ટોકી ટોકીને કહુ છુ કે તુ દાતણનો કૂચો કરીને તે વડે દાત ખૂબ ઘસ દાતણ કરતી વેળા પાણીની કજુસાઇ કે ઉતાવળ ન કર વળી દાતણની બે ચીરી કરી બરાબર ઉલ ઉતાર, પરતુ તુ તો એ ગણકારતી જ નથી લે, હવે આ તારાં માસીને આનો જવાબ આપ

રાજુલા કઇ બોલી નહિ એટલે કોકિલાએ કહ્યુ કે રાજુલા! જો, આ તારા ભાઇ બેનના દાત કેવા ચોક્ખા છે! આપણે દાંત ચોક્ખા ન રાખીએ તો તે જલદી પડી જાય ને બોખા થવાય, અને એથી ખાવાપીવામા ને બોલવામા પણ હરકત પડે દાતની સભાળ ન રાખીએ તો તે કોહી જાય પછી એમા પરુ થાય અને તે પેટમા જતા માદા પડાય

રાજુલા—માસી! હવેથી હુ જરુર દાતણ કરીશ

નિર્મળા—જગુ! તુ શેનુ દાતણ કરે છે?

જગુ—હુ ઘણુખરુ બાવળનુ તાજુ દાતણ કરુ છુ. કોઇ વાર લીમડાનુ પણ દાતણ કરુ છુ

નિર્મળા—બીજા ઝાડના પણ દાતણો કામ લાગે છે કેટલાક લોકો આવળ, કબોઇ અને કણઝીનો પણ દાતણ માટે ઉપયોગ કરે છે

## કિરણ ૯ મુ આહાર

(વસતતિલકા)

ખાવુ સુખે કકડતી યદિ ભૂખ લાગે,
આપી ગરીબ જનને વળી જેહુ માગે
વ્યાયામ કે શ્રમ પછી ઝટ' ના ખવાય,
રાતે ન ભોજન વળી કદી યે કરાય ૧

ખોટો ન અન્ન, નહિ તેમજ છાડશો એ,
ભેગુ જમો જમણુ તો ભય ચેપનો છ
વેરાય અન્ન જમતા ઠીક ના ગણાય,
આહારની વિધિ તજે સુખ કેમ થાય? ૨

ખાવુ ન અન્ન બખડી અથવા ચખાણી,
પીવુ વળી હુરપડી જમતા ન પાણી
પીવાય શુદ્ધ રીતિએ જળ જો ગળેલુ,
એથી વધુ સરસ તો જળ ઉકળેલુ ૩

ઊણુ જ ભોજન કરો સુખશાતિ ચાહી,
ઓરો ન અન્ન ઉદરે જ્યમ ઘટી માહી
ચાવ્યા વિના નહિ ગળો જરીકે ઉતારો,
આહારની સુવિધિ આ મનથી વિચારો. ૪

બોલાવવી ન ડચકારી ખસુસ ખાતા,
નખાય ના કશી સુખે ચીજ માર્ગે જતા
ખાવી અભક્ષ્ય અથવા ન કુપથ્ય ચીજ,
આહારની સુવિધિનુ સમજો જ બીજ ૫

## કિરણ ૧૦ મું. અક્ષરો ને અંકો

જુદા જુદા દેશોમા જુદી જુદી ભાષા બોલાય છે આપણો દેશ હિંદુસ્તાન ઘણો મોટો હોવાથી આ એક જ દેશમા ઘણી ભાષાઓ બોલાય છે એ બધી ભાષાઓના અક્ષરો અને અકો લખવાની રીત એક જ નથી, પણ જુદી જુદી છે એ દરેક રીતને આપણે 'લિપિ' કહીએ છીએ પહેલી અને બીજી એ બને કિરણાવલીઓ ગુજરાતી લિપિમા છપાયેલી છે એ લિપિ સિવાય બીજી ઘણી લિપિઓ છે, તેમાથી આપણે અહીં જૈન અને બાળબોધ લિપિનો વિચાર કરીશુ આપણા પૂજ્ય મુનિવર્ગેએ જે લિપિમા આપણા ગ્રથો લખ્યા છે તે 'જૈન લિપિ' કહેવાય છે એ લિપિ મોટે ભાગે બાળબોધ લિપિને મળતી આવે છે બાળબોધ લિપિને 'બ્રાહ્મણી' તેમજ 'દેવનાગરી' લિપિ પણ કહેવામા આવે છે

બાળબોધ તેમજ જૈન લિપિમા નાની લીટી દોરીને દરેક અક્ષરનુ માથુ બાંધવામા આવે છે ગુજરાતીમા એવુ માથુ બાધવામા આવતુ નથી, પરતુ જેમ ગુજરાતી અક્ષરોને કાનો, અજ્જુ, વરડુ, માત્રા, અનુસ્વાર અને વિસર્ગ લાગે છે તેમ બાળબોધ અને જૈન અક્ષરોને પણ લાગે છે

જૈન અને બાળબોધ મૂળાક્ષરોમા થોડોક તફાવત છે એ ધ્યાનમા આવે તે માટે નીચે જૈન અને બાળબોધ મૂળાક્ષરો આપવામાં આવે છે—

સ્વર

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જૈન | अ | आ | इ | ई | उ | ऊ | ऋ | ॠ | ऌ | ॡ | ए | ऐ | ओ | औ |
| બાળબોધ | अ | आ | इ | ई | उ | ऊ | ऋ | ॠ | ऌ | ॡ | ए | ऐ | ओ | औ |

વ્યજન

| | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જૈન | क् | ख् | ग् | घ् | ङ् | च् | छ् | ज् | झ् | ञ् | ट् | ठ् | ड् | ढ् | ण् | त् | थ् | द् |
| બાળબોધ | क् | ख् | ग् | घ् | ङ् | च् | छ् | ज् | झ् | ञ् | ट् | ठ् | ड् | ढ् | ण् | त् | थ् | द् |
| જૈન | ध् | न् | प् | फ् | ब् | भ् | म् | य् | र् | ल् | व् | श् | ष् | स् | ह् | ळ् | | |
| બાળબોધ | ध् | न् | प् | फ् | ब् | भ् | म् | य् | र् | ल् | व् | श् | ष् | स् | ह् | ळ् | | |

બે કે એથી વધારે વ્યજનો મળીને બનેલા અક્ષરને 'જોડાક્ષર' કહેવામાં આવે છે જૈન લિપિમા કેટલાક જોડાક્ષરો ખાસ જુદી રીતે લખાય છે.

એ હકીકત સમજાય તે માટે અહીં તેવા જોડાક્ષરો અને તેની નીચે બાળબોધ લિપિમા જોડાક્ષરો આપવામા આવે છે —

જોડાક્ષરો

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જૈન | ख | क्ष | च्छ | ज्ज | ज्ञ | ज्झ | ञ | ट्ठ | ण्ण | त्थ | द्ध | द्र | ब्भ | ण |
| બાળબોધ | ख | क्ष | च्छ | ज्ज | ज्ञ | ज्झ | ञ | ट्ठ | ण्ण | त्थ | द्ध | द्र | ब्भ | ण |

જેમ જૈન અને બાળબોધ અક્ષરોમા તફાવત છે તેમ એ બન્ને લિપિના અંકોમા પણ તફાવત છે એ હકીકત નીચે આપેલા અંકો ઉપરથી જોઇ શકાશે —

અંક

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જૈન | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | ० |
| બાળબોધ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | ० |

॥ एर्दण ॥ ॐ नमः सिद्धं अआइईउऊऋॠऌॡ एऐओऔअंअः कखगघङ चछजझञ टठडढण तथदधन पफबभम यरलव शषसह ळक्षज्ञ।

क्कख्खग्गघ्घङ्ङ च्चछ्छज्जझ्झञ्ञ ट्टठ्ठड्डढ्ढण्ण त्तथ्थद्दध्धन्न प्पफ्फब्बभ्भम्म य्यर्रल्लव्व श्शष्षस्सह्ह।

क्रख्रग्रघ्रङ्र च्रछ्रज्रझ्रञ्र ट्रठ्रड्रढ्रण्र त्रथ्रद्र ध्रन्र प्रफ्रब्रभ्रम्र य्रर्रल्रव्र श्रष्रस्रह्र।

कृखृगृघृङृ चृछृजृझृञृ टृठृडृढृणृ तृथृदृधृ नृ पृफृबृभृमृ यृरृलृवृ शृषृसृहृ।

क्यख्यग्यघ्यङ्य च्यछ्यज्यझ्यञ्य ट्यठ्यड्य ढ्यण्य त्यथ्यद्यध्यन्य प्यफ्यब्यभ्यम्य य्यर्यल्यव्य श्यष्यस्यह्य।

આપણે ત્યા આ પાંચ જાતના કક્કા શીખવવાની પ્રથા છે પહેલા [illegible] કક્કાની શરૂઆતમા બે લીટી છે એના પછી [illegible] અને બીજા [illegible] વચ્ચેના ચિહ્નને 'ભલે' તરીકે અને બીજા પછી [illegible]

## કિરણ ૧૭ મુ. હવે તો મને ઓળખી લીધું હશે

મારા વિવિધ નામો છે
તેમાના એક નામના તો અનેક અર્થો થાય છે
જમીન કરતા મારી મિલ્કત વધારે છે
ગામે ગામ મારુ નાનુ મોટુ થાણુ છે
મારા બિન્દુ જેટલા ભાગમા હજારો જીવો વસે છે
મારા ઉપર તરનાર ચાલી શકે નહિ
મને કોઇ બાધી શકે નહિ
મારામા ઝાડોને વસડી જવાનુ બળ છે
હુ જુદી જુદી રીતે ગાઇ શકું છુ
મને પત્થરો ઘડવાનો શોખ છે
મને મારા આકારનો મોહ નથી
તમારી મરજી પડે તેવો તમે મારો આકાર ઘડી શકો છો
હુ સાધારણ રીતે પ્રવાહી છુ, ઇના ઘન કે વાયુરૂપ પણ ધારી શકુ
હુ દરેકની સાથે હળીમળીને ચાલુ છુ
તમે મને બહુ તપાવો તો હુ ઉડી જાઉ
હુ ગમે તેવી ગરમ ચીજને ઠડી કરી શકુ છુ
મારા વિના કોઇને ચાલે નહિ
માછનાના તો બાર જ વાગી જાય
મારા પેટમા લાકડી ખોસો તો એ લાકડી વાકી દેખાય
હુ આરસાની જેમ પ્રતિબિંબ ઝીલુ છુ
હવે તો તમે મને ઓળખી લીધુ હશે

---

## કિરણ ૧૩ મું. તીર્થંકર ભગવાનો

એક વેળા સુમતિને એની ફોઇયાત બેન પ્રભા મળવા આવી એ બે બેનો વચ્ચે એક બીજાના અભ્યાસ વિષે વાત ચાલતા સુમતિએ પ્રભાને પૂછ્યુ કે તીર્થંકર કોને કહેવાય તે તુ જાણે છે?

પ્રભા—ના હુ તો એ બરાબર જાણતી નથી તમે મને એ સમજાવશો?

સુમતિ—હા સાંભળ તીર્થંકર પ્રભુનુ પૂરેપૂરુ સ્વરૂપ તો કોઇથી કહેવાય તેમ નથી, છતા મારા બાપાજી પાસેથી મેં જે કાઇ સાભળ્યુ છે તે હુ તને કહુ છુ એ તો તુ શીખી જ ગઇ હશે કે પરમેશ્વર બધુ જાણે છે

પ્રભા—હા

સુમતિ—પરમેશ્વર દેહવાળા પણ હોય છે અને દેહ વિનાના પણ હોય છે દેહ વિનાના પરમેશ્વરને આપણે 'સિદ્ધ પરમાત્મા' એ નામથી ઓળખીએ છીએ એમને વિષે વિશેષ વાત તો હવે પછી તને સમજાવાશે

તીર્થંકર પરમેશ્વર છે, પરતુ તેઓ સિદ્ધ પરમાત્માની પેઠે દેહ વિનાના નથી તેઓ તો દેહવાળા છે તેમનામા એક અવગુણ નથી તેઓ ગુણના ભંડાર છે. વળી તેઓ પરમેશ્વર હોઇ બધુ જાણે છે તેમના સિવાયના બીજા પણ કેટલાક મહર્ષિઓ બધુ જાણે છે એવાને આપણે 'સામાન્યકેવલી' કહીએ છીએ તીર્થંકર અને સામાન્યકેવલીમા જ્ઞાન તો સરખુ હોય છે, પરતુ તીર્થંકરનુ પુણ્ય સામાન્યકેવલીથી વધારે હોય છે વળી દરેક તીર્થંકરને જમણી જાઘ ઉપર કોઇ નહિ ને કોઇ જાતનો આકાર હોય છે આપણે એને 'લાછન' કહીએ છીએ

તીર્થંકરનુ બીજું નામ અરિહત છે તેઓ આપણા ભારતવર્ષમા સદા હોતાં નથી આપણા છેલ્લા તીર્થંકર મહાવીરસ્વામીને થઇ ગયાને આજે લગભગ પચીસ સો વર્ષ થયા છે આટલા વર્ષોમા આપણા દેશમાં બીજા એક તીર્થંકર થયા નથી તેમજ હજી હજારો વર્ષો સુધી કોઇ તીર્થંકર થનાર નથી

પ્રભા—મહાવીરસ્વામીની પૂર્વે કોઇ તીર્થંકર થયા છે?

સુમતિ—હા, ઘણાએ

પ્રભા—એમના નામો મને કહેશો?

શ્રીઋષભનાથથી માંડીને શ્રીમહાવીર


























૧ બળદ
૭ સાથિયો
૧૩ ભુંડ
૧૯ કુંભ

૨ હાથી
૮ ચન્દ્ર
૧૪ બાજ

૩ ઘોડો

સ્વામી સુધીના ૨૪ તીર્થંકરોનાં લાંછનો




| | | |
|---|---|---|
| ૪ વાદરો. | ૫ ક્રૌંચ | ૬ પદ્મ |
| ૧૦ શ્રીવત્સ | ૧૧ | ૧૨ પાડો |
| ૧૬ હરણ | | ૧૮ નદ્યાવર્ત |
| ૨૨ શખ. | | ૨૪ સિંહ |

સુમતિ—બધાના નામ તો હુ જાણતી નથી, પરતુ અમુક કાળમા આપણા આ ભારતવર્ષમા ચોવીસ ચોવીસ તીર્થંકરો થાય છે એ પ્રમાણે જે છેલ્લા ચોવીસ તીર્થંકરો થઇ ગયા છે તેમના નામો હુ તને કહુછુ તે સાભળ

(૧) ઋષભ, (૨) અજિત, (૩) સભવ, (૪) અભિનદન, (૫) સુમતિ, (૬) પદ્મપ્રભ, (૭) સુપાર્શ્વ, (૮) ચદ્રપ્રભ, (૯) સુવિધિ, (૧૦) શીતળ, (૧૧) શ્રેયાસ, (૧૨) વાસુપૂજ્ય, (૧૩) વિમળ, (૧૪) અનત, (૧૫) ધર્મ, (૧૬) શાતિ, (૧૭) કુથુ, (૧૮) અર, (૧૯) મલ્લિ, (૨૦) મુનિસુવ્રત, (૨૧) નમિ, (૨૨) નેમિ, (૨૩) પાર્શ્વ અને (૨૪) વર્ધમાન

સામાન્ય રીતે આપણે આમાના ૬ ઠા, ૮ મા, ૧૨ મા, ૨૦ મા અને ૨૪ મા તીર્થંકરોના નામ સાથે 'સ્વામી' શબ્દ અને બાકીના તીર્થંકરોના નામ સાથે 'નાથ' શબ્દ લગાડીને બોલીએ છીએ કેટલીક વાર નાથ અને સ્વામીને બદલે 'દેવ' શબ્દ પણ વાપરીએ છીએ

પ્રભા—પણ આમા મહાવીરસ્વામીનુ નામ કેમ ન આવ્યુ ?

સુમતિ—વર્ધમાનસ્વામીનુ બીજુ નામ મહાવીરસ્વામી છે વળી વીર, દેવાર્ય, જ્ઞાતનદન એવા પણ એમના બીજા નામો છે

પ્રભા—મહાવીરસ્વામીની પેઠે અન્ય કોઇ તીર્થંકરના બીજા નામો છે?

સુમતિ—હા ઋષભનાથને વૃષભદેવ, આદિનાથ, આદીશ્વર અને યુગાદિદેવ પણ કહેવામા આવે છે એવી રીતે શ્રેયાસનાથનુ બીજુ નામ શ્રેયોનાથ, અનતનાથનુ અનતજિત્સ્વામી, સુવિધિનાથનુ પુષ્પદત, મુનિસુવ્રતસ્વામીનુ સુવ્રતસ્વામી અને નેમિનાથનુ અરિષ્ટનેમિ છે

પ્રભા—આદીશ્વર, શાતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી એ નામ તો મેં ઘણી વાર સાભળ્યા છે

## કિરણ ૧૪ મું. તીર્થંકરનાં કલ્યાણકો

સૂરજ ઉગવાની તૈયારીમાં હતો પૂર્વ દિશામાનુ આકાશ લાલ બનતુ જતુ હતું એવામાં સૌદામિની જાગી ઊઠી તેણે જોયુ તો તેનો મોટો ભાઇ જયત લખવા બેસી ગયો હતો એ જોઇને સૌદામિનીએ એને પૂછ્યુ કે મોટા ભાઇ! તમે શુ લખો છો?

જયત—હુ કલ્યાણક વિષે એક લેખ લખુ છુ

સૌદામિની—કલ્યાણક એટલે શુ?

જયત—આપણા તીર્થંકરોની જીદગીના અમુક અમુક પ્રસગો 'કલ્યાણક' કહેવાય છે એવા પ્રસંગે આખી દુનિયામા બધા જીવોને આનદ મળે છે, તેમજ બધે અજવાળુ અજવાળુ થઇ રહે છે

સૌદામિની—મોટા ભાઇ! કલ્યાણક કેટલા છે?

જયત—પાચ

સૌદામિની—કયાં કયાં?

જયત—(૧) ચ્યવન, (૨) જન્મ, (૩) દીક્ષા, (૪) કેવલજ્ઞાનેની પ્રાપ્તિ અને (૫) મોક્ષ

સૌદામિની—આ બધું તમે મને સમજાવશો?

જયત—હા, સાંભળ તીર્થંકર પ્રભુ પૂર્વના ભવમાં મોટે ભાગે સ્વર્ગમાં હોય છે ત્યાંથી આયુષ્ય પૂરુ થતાં તેમનુ માતાના ગર્ભમા આવવુ તે 'ચ્યવન' કહેવાય છે ગર્ભમા રહેવાનો વખત પૂરો થતા માતાની કૂખમાથી બહાર નીકળવુ તે 'જન્મ' કહેવાય છે સાધુ બનવુ તે 'દીક્ષા' કહેવાય છે કોઇ પણ કાળની કોઇ પણ વસ્તુ જાણ બહાર ન રહે એવુ જ્ઞાન તે 'કેવલજ્ઞાન' કહેવાય છે, અને તે મેળવવુ તે 'કેવલજ્ઞાનની પ્રાપ્તિ' કહેવાય છે જન્મ, મરણ તેમજ શરીરથી સદાને માટે છૂટવુ તે 'મોક્ષ' કહેવાય છે

તીર્થંકર પ્રભુનાં પાંચે કલ્યાણકો ઇન્દ્રો અને બીજા દેવો સારી રીતે ઉજવે છે.

## કિરણ ૧૫ મું દગાઇ

સુશીલાને કુસુમ અને નલિની નામની બે પુત્રીઓ હતી તેમા કુસુમ બાર વર્ષની અને નલિની સાત વર્ષની હતી એક દહાડો નલિની એની મોટી બેન કુસુમ સાથે ઉપાશ્રયેથી પાછી ફરતી હતી તેવામાં એની નજર એક ડોસી ઉપર પડી એ ડોસીની આખમાથી બોર બોર જેવડા આનુઓ પડતાં હતા તે જોઇને બને બેનોને દયા આવી નલિનીએ ડોસીને પૂછ્યુ કે તમે કેમ રડો છો?

ડોસી—એક માણસ મને છેતરી ગયો. તે મારી બાર ઠેરીઓ લઇ ગયો અને મને ખોટો અરધો પોરખી ગયો.

કુસુમ—આમ છેતરનારનુ શુ ભલુ થાય?

નલિની—ડોસીમા! એ અરધો મને બતાવો.

ડોસી—લો બેન! જુઓ

નલિનીએ અરધો હાથમા લીધો, પરતુ તેને કઇ ફેર જણાયો નહિ એ ઉપરથી કુસુમે તે તપાસ્યો તો તેને માલુમ પડ્યુ કે પૈસા ઉપર પારો ચઢાવેલો હતો એટલે ખરી રીતે એની કિંમત દોઢિયા જેટલી હતી

સુશીલાએ કુસુમને ગાયને ઘાસ નાખવા માટે એક બેઆની આપી હતી કુસુમે તે બેઆની ડોસીને આપી દીધી ડોસીએ એના બદલામા ઠેરીઓ આપવા માડી, પરતુ કુસુમે તે લીધી નહિ ડોસીએ ખૂબ આગ્રહ કરી એક ઠેરી નલિનીના હાથમા મૂકી અને બને બેનોને 'ઈશ્વર તમારુ ભલુ કરે' એવો આશીર્વાદ દીધો. એ પછી બને બેનોએ ઘર તરફ ચાલવા માડ્યુ

ઘેર પહોંચતા નલિનીએ પોતાની માને બધી વાત કહી. એ સાભળીને તે રાજી થઇ અને તેણે કુસુમને કહ્યુ કે બેન! તેં ડોસીને બેઆની આપી તે સારુ કર્યું હુ તને આ બીજી બેઆની આપુ છું કોઇ લુલા, લગડા કે અપગ માણસો મળે તો તેમને જરૂર પાઇ પૈસો આપજે આપણે જૈન છીએ દીન અને દુખીને મદદ કરવી એ આપણી ફરજ છે ત્યાર પછી સુશીલાએ નલિનીને સમજાવ્યું કે આપણે કોઇને છેતરવા નહિ, નહિ તો તેમને દુખ થાય વળી જૂઠુ બોલીને લોકોને ભૂલાવામા પાડવા નહિ, કેમકે એમ કરવાથી તેમને નુકસાન થાય છે અને આપણી આબરૂ જાય છે, વાસ્તે એવુ ખરાબ કામ કદી કરવુ નહિ

---

## કિરણ ૧૬ મું. અખાત્રીજ

સુરેશ—ગુરુજી! આપણે અખાત્રીજને જૈન તહેવાર કેમ ગણતા હોઇશુ વારુ?

ગુરુ—એ તહેવારને આપણા પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવના જીવન સાથે સબધ છે

ઋષભદેવે દીક્ષા લીધી ત્યારે તે વખતના લોકો આપણા જૈન સાધુના આચારથી જાણીતા ન હતા એથી એક વરસ સુધી એ પ્રભુને શુદ્ધ અન્ન અને જળ ન મળ્યા

એક વેળા તેઓ પોતાના પૌત્ર અને બાહુબલિના પુત્ર સોમપ્રભની રાજધાની ગજપુરમાં આવી ચડ્યા ત્યાં કોઇએ તેમને રત્નો આપવા માંડ્યા તો કોઇએ તેમને વસ્ત્ર આપવા માંડ્યાં કોઇએ હાથી આપવા માંડ્યો તો કોઇએ તેમની આગળ ઘોડા ધર્યાં, પરતુ કોઇએ પણ તેમને યોગ્ય આહાર આપ્યો નહિ એથી કશુ પણ લીધા વિના તેઓ ઘેર ઘેરથી પાછા ફરતા હતા એને લીધે આખા નગરમાં કોળાહળ થયો અને તે સોમપ્રભના પુત્ર શ્રેયાસના સાભળવામા આવ્યો. તપાસ કરતાં તેને ખબર પડી કે પોતાના પ્રપિતામહ શ્રીઋષભદેવ નગરમાં આવ્યા છે શ્રેયાંસ રાજકુમાર હોવા છતા જોડા પહેર્યા વિના અને છત્રી લીવા વગર હર્ષભેર એમના દર્શન માટે દોડ્યો તેણે જઇને એ પ્રભુને વિનયથી વદન કર્યું એમનુ મુખકમળ ધારી ધારીને જોતા તેને પોતાનો સાધુ તરીકેનો પૂર્વ ભવ યાદ આવ્યો. એવામા એક માણસે શેરડીના રસથી ભરેલા ઘડાઓ એ રાજકુમારને ભેટ આપ્યા એ રસ જૈન સાધુને ખપે તેમ હોવાથી તેણે શ્રીઋષભદેવને તે સ્વીકારવા વિનવ્યા પ્રભુએ ખોબો ધર્યો, કેમકે તીર્થંકરો પાત્રો રાખતા નથી શ્રેયાંસ તેમાં રસ રેડતો ગયો, પરતુ તેનુ એક ટીપુ પ્રભુના ખોબામાંથી જમીન ઉપર ન પડ્યુ પ્રભુએ એક વરસના ઉપવાસનુ એ રસ વડે પારણુ કર્યું એ સમયે આકાશમા દેવોએ દુદુભિ વગાડી, રત્નોની, પાચે વર્ણના પુષ્પોની તેમજ સુગંધી જળની વૃષ્ટિ કરી અને રગબેરગી વસ્ત્રો ઉછાળ્યા એ અક્ષય દાન દેવાનો બનાવ વૈશાખ શુદ ત્રીજને દિવસે બન્યો તેથી એ દિવસને 'અક્ષયતૃતીયા' અથવા 'અખાત્રીજ' કહેવામા આવે છે

---

## કિરણ ૧૭ મું. ઇન્દ્રિયો

આ દુનિયામા જે જે પદાર્થો આપણા જેવાની નજરે પડે છે, તે દરેકને સ્પર્શ, રસ, ગધ અને રગ હોય છે જ આવા પદાર્થોને 'પુદ્ગલ' કહેવામા આવે છે દરેક પુદ્ગલમા રગ હોવાથી તે 'રૂપી' અથવા 'મૂર્ત' કહેવાય છે કોઇ વેળા મૂર્ત પદાર્થમા રસ વગેરે બહુ જ મદ હોય તો આપણને તેની ઝટ ખ્યાલ આવતો નથી

જેની મદદથી આપણે મૂર્ત પદાર્થો સબધી જ્ઞાન મેળવીએ છીએ તે 'ઇન્દ્રિય' કહેવાય છે આવી ઇન્દ્રિયો કુલ પાચ છે (૧) ચામડી, (૨) જીભ, (૩) નાક, (૪) આખ અને (૫) કાન સસ્કૃત ભાષામા એ ઇન્દ્રિયોને અનુક્રમે ત્વચા, રસન, ઘ્રાણ, નેત્ર અને કર્ણ કહેવામા આવે છે ત્વચા ઇન્દ્રિયનુ બીજુ નામ 'સ્પર્શન ઇન્દ્રિય' છે

સ્પર્શન ઇન્દ્રિય વડે ટાઢો, ઊનો વગેરે જુદી જુદી જાતનો સ્પર્શ જાણી શકાય છે રસન ઇન્દ્રિય વડે ખાટો, ખારો વગેરે રસ પારખી શકાય છે ઘ્રાણ ઇન્દ્રિય વડે સારી નરસી ગધનુ જ્ઞાન થાય છે નેત્ર ઇન્દ્રિયની મદદથી લાલ, લીલા વગેરે રગનુ ભાન થાય છે કર્ણ ઇન્દ્રિયની મદદથી આપણે સાભળી શકીએ છીએ

જે ઇન્દ્રિય વડે જેનુ જ્ઞાન થાય તે તે ઇન્દ્રિયનો 'વિષય' કહેવાય છે જેમકે સ્પર્શન ઇન્દ્રિય વડે સ્પર્શનુ જ્ઞાન થતુ હોવાથી સ્પર્શ એ સ્પર્શન ઇન્દ્રિયનો વિષય કહેવાય છે આ પ્રમાણે રસન ઇન્દ્રિયનો વિષય રસ, ઘ્રાણ ઇન્દ્રિયનો વિષય ગધ, નેત્ર ઇન્દ્રિયનો વિષય રગ અને કર્ણ ઇન્દ્રિયનો વિષય શબ્દ છે

આ ઉપરથી સમજાશે કે સ્પર્શ, રસ, ગધ, રગ અને શબ્દ એમ પાચ જાતના વિષયો છે તેમા શબ્દના ત્રણ પ્રકારો પડે છે (૧) સચિત્ત, (૨) અચિત્ત અને (૩) મિશ્ર સજીવ પદાર્થમાથી નીકળતો શબ્દ 'સચિત્ત', અજીવ પદાર્થમાથી નીકળતો શબ્દ 'અચિત્ત' અને જીવના પ્રયત્નથી અજીવ પદાર્થમાથી નીકળતો શબ્દ 'મિશ્ર' કહેવાય છે જેમકે જીવે બોલેલો શબ્દ 'સચિત્ત', એક ઘડો બીજા ઘડા સાથે અથડાતા ઉત્પન્ન થતો શબ્દ 'અચિત્ત' અને મોઢેથી વગાડાતા બ્યુગલમાથી નીકળતો શબ્દ 'મિશ્ર' છે

આપણે બીજી કિરણાવલીમા શીખી ગયા છીએ તેમ સ્પર્શના ૮, રસના

૫, ગંધના ૨ અને રગના ૫ પ્રકારો પડે છે એમાં શબ્દના ઉપર ગણાવેલા સચિત્ત, અચિત્ત અને મિશ્ર એમ ત્રણ પ્રકારો ઉમેરતા પાંચ ઇન્દ્રિયોના વિષયોની સખ્યા કુલ ૨૩ની થાય છે

દરેક ઇન્દ્રિયની શક્તિ જુદી જુદી છે સામાન્ય રીતે એક ઇન્દ્રિય ગમે તેટલી શક્તિવાળી હોય તો પણ તે બીજી ઇન્દ્રિયનુ કાર્ય કરતી નથી કેટલાક મહર્ષિઓની વાત જુદી છે તેઓ તો એક ઇન્દ્રિય વડે પણ બીજી ઇન્દ્રિયનુ કામ કરી શકે છે આપણે એમને 'સભિન્નશ્રોત લબ્ધિવાળા' કહીએ છીએ વળી તીર્થંકર તેમજ સામાન્યકેવલીને કોઇ પણ વિષયનુ જ્ઞાન થવામા ઇન્દ્રિયની મદદ લેવી પડતી નથી તેમને દરેક વિષયનુ જ્ઞાન આપોઆપ થઇ જાય છે દેહ વગરના પરમેશ્વરને તો ઇન્દ્રિયો હોતી જ નથી એટલે એમનુ જ્ઞાન ઇન્દ્રિયના ઉપર આધાર રાખતુ નથી એ દેખીતી વાત છે

---

## કિરણ ૧૯ મુ સ્નાન

આપણી ચામડીમા અનેક છિદ્રો છે એમા થઈને શરીરમાનુ ઝેર તેમજ એમાનો ઝેરી વાયુ બહાર નીકળે છે આ ઉપરાત એ છિદ્રો વાટે ચોક્ખી હવા શરીરમા દાખલ થાય છે આ ઉપરથી સમજાશે કે ચામડી પરના છિદ્રો પૂરાયેલા રહે તો આપણી તદુરસ્તીને નુકસાન પહોંચે આપણા શરીરના છિદ્રો ખુલ્લા રહે એ માટે આપણે રોજ ચોક્ખા પાણીથી નાહવુ જોઈએ

નાહવા જતા પહેલા આસપાસની જમીન જોવી જોઇએ જ્યા કીડી, મકોડા વગેરે જીવજન્તુઓ હોય ત્યા નાહવા બેસવુ નહિ વળી તળાવ કે કુડમાં પડીને કે એની તદ્દન પાસે બેસીને પણ નાહવુ નહિ, નહિ તો નાહેલુ પાણી પાછુ એમા જાય અને એથી એમાનુ પાણી મેલુ થાય

લઘુશકા કે દીર્ઘશકા પતાવીને નાહવા બેસવુ જેથી નહાઇને તરત જ એ કુદરતી હાજતો માટે જવુ ન પડે

કેટલાક લોકો નહાતી વેળા શરીર ઉપર ગમે તેમ પાણીના લોટા રેડે છે અને નહાઇ લીધુ એમ માને છે, પણ એથી કઈ લાભ નથી

નહાતી વખતે આપણે શરીરને બરાબર ચોળવુ જોઈએ અને નહાયા પછી ખડબચડા કપડાથી શરીરનો દરેક ભાગ ભાર દઇ લૂછી નાખવો જોઇએ તેમ કરવાથી ચામડી ઉપરનો મેલ નીકળી જઇ એના છિદ્રો ખુલ્લા થાય છે

ભોજન કર્યા પછી તરત જ નાહવુ નહિ, કેમકે તેથી અપચો થાય વળી ખૂબ થાકી ગયા હોઈએ ત્યારે પણ તરત જ નાહવુ નહિ સવારમા વહેલા ખાલી પેટે નાહવુ લાભકારક છે

---

## કિરણ ૧૦ મુ. કસરત

આજે ચોગાનમાં બે પ્રખ્યાત મલ્લોની કુસ્તી થવાની હતી એથી લોકોનાં ટોળે ટોળાં એ તરફ જતાં હતાં ઋષભદાસ એના પુત્ર ભરતને લઇને ઘેરથી જરા વહેલા નીકળ્યા હતા તેથી કુસ્તી બરાબર જોઇ શકાય એવી સારી જગ્યા તેમને મળી હતી વખત થતાં બને મલ્લો ચોગાનમા આવી પહોંચ્યા અને તેમણે કુસ્તીની શરૂઆત કરી થોડી વાર સુધી તો કોઇ એક બીજાને હરાવી શક્યુ નહિ, પરતુ આખરે એક મલ્લની જીત થઇ

બને મલ્લોના શરીરનો બાધો ઘણો સારો હતો તેમનુ દરેક અવયવ બરાબર વિકાસ પામી મજબૂત બનેલુ હતુ એ જોઇને ભરતે કહ્યુ બાપાજી! આ બે મલ્લોના શરીર કેવાં સરસ છે! શુ પહેલેથી જ એમના શરીર આવા હશે?

ઋષભદાસ—ના એ તો એમણે અખાડામા નિયમસર કસરત કરીને આવા શરીર બનાવેલા છે નિયમિત રીતે કસરત કરવાથી શરીરમાનુ ઝેર પરસેવારૂપે બહાર નીકળી જાય છે વળી શરીરના બધા ભાગોમા લોહી જોઇએ તેવુ ફરવા માડે છે, અપચો દૂર થાય છે, ભૂખ કકડીને લાગે છે અને ખોરાક બરાબર પચે છે એથી દરેકે દરેક અવયવ પોષાય છે, તદુરસ્તી જળવાઇ રહે છે અને તાકાત વધે છે આખો દિવસ શરીરમા સ્ફૂર્તિ રહે છે અને રાતે સારી પેઠે ઊંઘ આવે છે વળી શરીરમા ચરબી હોય તો તે કસરત કરવાથી ઓછી થઇ શરીર ઘાટીલું બને છે

કસરત કરવી એ આપણી ફરજ છે જેઓ શરીરે નબળા રહે છે તેઓ પોતાના કુટુબને અને દેશને ભારરૂપ બને છે જેમનાથી અખાડામા કે કસરત શાળામા ન જવાય તેમ હોય તેમણે ઘેર દડ, બેઠક અથવા એવી જાતની કોઇ કસરત કરવી જોઇએ છેવટે કઇ જ ન બને તો જ્યા ખુલ્લી હવા મળે ત્યા દરરોજ ફરવા જવુ જોઇએ

ભરત—બાપાજી! હુ કાલથી અખાડામા જઇશ

ઋષભદાસ—બહુ સારુ એથી તારુ શરીર સુધરશે

---

## કિરણ ૨૧ મુ. તેઇન્દ્રિય



પુષ્પા! તાન દાખવા વઇ રરે એટલે માથુ ધોઇજે મેં અરીઠા પલાળી રાખ્યા છે

કેમ, બા! આજે માથુ ચોળનાનુ છે?

હાસ્તો જોની, પરમ દિવસે વખત ન મળ્યો એટલે એ ન ચોળાયુ કાલે તો આઠમ હતી એટલે માથુ કેમ ચોળાય? આજે મને નનરાશ છે કાલે નવગરા ન પણ મળે અને એમ ને એમ માથુ ચોળવાનુ રહી જાય

બા! તેમા શુ વઇ ગયુ?

ઘણા દિવસ સુધી માથુ ન ચોળાય તો ખોડો થાય પછી એમા લીખ પડે અને તેમાથી જૂ થાય અને તે ચટકા દે

આ પ્રમાણે સરોજિની અને એની પુત્રી પુષ્પા વચ્ચે વાતચીત ચાલતી હતી તેવામા પુષ્પાના સાથી માલતી ત્યા આવી પહોંચ્યા તેમણે પુષ્પાને પૂછ્યુ કે તુ શી વાત કરે છે?

પુષ્પા—થોડે થોડે દહાડે માથુ બરાબર ન ચોળાય તો જૂ પડે, એમ બા મને સમજાવે છે

માલતી—ખરી વાત વળી લોકો આપણને ફૂવડ કહે પુષ્પા! તેં જૂ જોઇ છે?

પુષ્પા—હા

માલતી—એ કેવી હોય?

---

૧ જૂ ૨ કીડી ૩ ઇયળ ૪ મકોડો ૫ માકડ ૬ ઉધઇ ૭ ગોકળગાય

પુષ્પા—એ કઇ બહુ મોટી હોતી નથી એ તો એક જાતનુ નાનુ જીવડુ છે બા! જૂ શુ ખાતી હશે?

સરોજિની—જે લોકો વાળ ધોવામાં અને એને બરાબર ઓળવામા આળસ રાખે તેમના માથામા જૂ પડે છે આવા આળસુ લોકોના માથાનુ લોહી એ એનો ખોરાક છે પુષ્પા! જૂ 'તેઇંદ્રિય' ગણાય છે, કેમકે એને ચામડી, જીભ અને નાક એમ ત્રણ ઇન્દ્રિયો હોય છે

પુષ્પા—બીજા એવા કોઇ તેઇંદ્રિય પ્રાણીઓ છે?

સરોજિની—ઘણા યે જેવાકે કીડી, ઇયળ, મકોડો, માકડ, ઉધઇ, ગોકળગાય વગેરે

માલતી—પુષ્પા! તેં એ બધા તેઇંદ્રિય જીવો જોયા છે?

પુષ્પા—મેં ગોકળગાય સિવાયના બધા જોયા છે ભાભી! ગોકળગાય કેવી હોય?

માલતી—તુ ધારતી હશે કે એ કોઇ ગાય હશે પણ તેમ નથી એ તો એનુ એવુ નામ છે એ એક લાલ રગનુ નાનુ જીવડુ છે એ બહુ સુવાળુ હોય છે એ મોટે ભાગે ચોમાસામા ઉત્પન્ન થાય છે પુષ્પા! ઉધઇ વિષે તુ કઇ જાણે છે?

પુષ્પા—હા થોડે થોડે દહાડે ચોપડીઓ સાફ ન કરાય તો તેમા ઉધઇ થાય અને પછી એમા ઝીણા ઝીણા કાણા પડે

---

## કિરણ ૭૨ મુ અતિલોભ

કોઇ એક જગલમા એક સરોવર હતુ લોકો એ સરોવરને 'મનોરથ તીર્થ' કહેતા એને કાઠે એક ઝાડ હતુ એ ઝાડે ચડી જો કોઇ પશુ કે પખી એ તીર્થના પાણીમા પડે તો એ તિર્યંચ મટીને મનુષ્ય થાય, અને જો મનુષ્ય પડે તો તે દેવ થાય, પરન્તુ બીજી વાર જો કોઇ તેમ કરે તો તે હતો તેવો થઇ જાય એવો એ તીર્થનો પ્રભાવ હતો

પેલા ઝાડ ઉપર એક વખત એક વાદરો અને એક વાદરી બેઠા હતા એ વનના દેખતા એક પુરુષ અને એક સ્રી એ મનોરથ તીર્થમા પડ્યા એથી તેઓ દેવ અને દેવી બની ગયા એ જોઇને વાદરો ને વાદરી પણ એમા પડ્યા અને મનુષ્ય થઇ ગયા પુરુષનુ રૂપ પામેલા વાદરાએ ફરીથી ઝાડ પર ચડી સરોવરમા પડવા પોતાની સ્રીને કહ્યુ, પરતુ તેણે તેમ કરવા ના પાડી તેણે કહ્યુ કે ફરીથી પડવાથી શુ થાય તે આપણે જાણતાં નથી આપણને આ મનુષ્યનુ રૂપ બસ છે બહુ લોભ કરવો સારો નહિ પેલા પુરુષ બનેલા વાદરાએ તેનુ કહ્યુ ગણકાર્યુ નહિ અને તે તો ફરીથી સરોવરમા પડ્યો આથી તે મનુષ્ય મટી પાછો વાદરો બની ગયો

એવામા એક રાજા ફરતો ફરતો ત્યા આવી ચડ્યો તેની નજર પેલી સ્રી ઉપર પડી એને વનમા એકલી જોઇને રાજાએ એને પૂછ્યુ કે તુ કોણ છે? પેલી સ્રીએ જવાબ આપ્યો કે હુ એક નિરાધાર અબળા છુ આપ મને આશ્રય આપશો તો હુ આપનો ઉપકાર કદી નહિ ભૂલુ આ સાભળીને રાજાને એના ઉપર દયા આવી અને તે એને પોતાના નગરમા લઇ ગયો ત્યા રહીને એ સ્રી પોતાનુ સારી રીતે ગુજરાન ચલાવવા લાગી

આ તરફ પાછળથી એક મદારી આવ્યો તે પેલા વાદરાને લઇ ગયો અને તેણે એને નાચતા શીખવ્યુ

એક દહાડો એ મદારી એ વાદરાને લઇને ફરતો ફરતો પેલા રાજાના નગરમા આવ્યો ત્યા એક વેળા પેલી સ્રી એના જોવામા આવી બનેએ એક બીજાને ઓળખ્યા વાદરો વારવાર તેની પાસે દોડી જવા લાગ્યો આથી તે સ્રીએ એને કહ્યુ કે હે વાદરા! હવે ઝાડ ઉપરથી પડ્યાની વાત તુ યાદ કરીશ નહિ

## કિરણ ૨૩ મુ. છગન ગાડાવાળો

છગન નામે એક ગાડાવાળો હતો તે ઘણો લોભી હતો પોતાના બળદને તે પેટપૂર ખાવા આપતો નહિ, છતા આખો દહાડો એની પાસે કામ લેતો એથી એના બળદ નબળા રહેતા

એક વેળા ગાડામા ખૂબ માલ ભરી છગન બજારમા વઇને જતો હતો બિચારા બળદો મહામહેનતે ગાડુ ખેંચી શકતા હતા છગનનુ ધ્યાન તો ગમે તેમ કરી ભાડુ ઉપજાવવામાં હતુ એટલે એને બળદોનો વિચાર શાનો આવે? ગાડુ જોસથી ચલાવાય તે માટે થોડી થોડી વારે એ બળદોને પરોણી ઘોંચતો હતો પૂછડુ આમળવુ અને માર મારવો એનો તો એને કઇ હિસાબ જ ન હતો

બજારમા સુરચદ શેઠની દુકાન આગળ ગાડુ આવી પહોંચતા બળદો અડી ગયા એથી છગન એને ખૂબ મારવા મડ્યો શેઠથી એ જોઇ ખમાયુ નહિ તેથી તેમણે છગનને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યુ કે છગન! તેં આ ગાડામા કેટલો બધો ભાર ભર્યો છે? તારામા જરા પણ દયા છે કે? આ બિચારા મૂગા પ્રાણી બોલે નહિ એટલે શુ એની પાસેથી ગમે તેટલુ કામ લેવુ અને તેને મારવા તે સારુ કહેવાય? જો તો ખરો, તેં આ બળદોના શા હાલ કર્યા છે? હવેથી તું આમ કરીશ તો અમે વેપારીઓ તારુ ગાડુ ભાડે નહિ લઇએ વળી જો તુ આ તારી ટેવ નહિ સુધારશે તો કોઇ વેળા દડાઇ જઇશ

આ સાભળીને છગન શરમિંદો પડી ગયો તે કઇ બોલી શક્યો નહિ થોડી વારે સુરચદ શેઠે કહ્યુ કે જા, હવેથી બળદોને પૂરુ ખાવાનુ આપતો રહેજે તેમને રોજ વખતસર ચારો નાખજે, પાણી પાવા લઇ જજે અને તેમની પાસેથી કદી ગજા ઉપરાંત કામ લઇશ નહિ આ કામ પૂરુ થાય એટલે ગાડુ છોડી નાખજે અને આજે આ બળદોને ફરીથી ગાડામા જોડીશ નહિ

છગન નીચુ મોઢુ રાખીને ચાલતો થયો અને પછી ધીરે ધીરે ગાડુ આગળ ચલાવી ગયો

---

## કિરણ ૭૪ મું. દીવાળી

સુરેશ—ગુરુજી! તમે થોડા દિવસ ઉપર અમને અખાત્રીજના તહેવારની સમજણ પાડી હતી તે મેં મારા મિત્રને કહી સંભળાવી તેને દીવાળીની ઉત્પત્તિ જાણવાની હોંસ છે તો તે મને સમજાવશો?

ગુરુ—ઘણી ખુશીથી

રમણિક—ગુરુદેવ! એ જાણવાની મને પણ ઘણા દિવસથી ઇચ્છા હતી તે આજે પૂરી થશે

ગુરુ—ઠીક વિદ્યાર્થીઓ! તમે પણ બધા ધ્યાન દઇને સાંભળજો દીવાળીને દિવસે આપણા છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીનું નિર્વાણકલ્યાણક થયું છે એથી આપણે એને જૈન તહેવાર માનીએ છીએ

મહાવીરસ્વામીનો મોક્ષે જવાનો સમય નજીક આવતા ઇન્દ્રાસનો ડોલવા લાગ્યા એનું શું કારણ હશે એ વિચારતા ઇન્દ્રોને સમજાયું કે મહાવીરસ્વામી ટુંક વખતમા મોક્ષે જનાર છે એવી નિર્વાણકલ્યાણક ઉજવવાની પોતાની પવિત્ર ફરજ બજાવવા માટે તેઓ પાવાપુરીમા આવ્યા અહીં પ્રભુ બિરાજતા હતા આ વખતે પ્રભુએ છઠ્ઠનુ તપ કર્યું હતુ આસો વદ અમાસની પાછલી રાત્રિ હતી પ્રભુ પર્યંકાસને બેઠા હતા સોળ દેશના રાજાઓ એમની સેવા કરવા માટે હાજર થયા હતા પ્રભુએ ધીરે ધીરે શરીર, વચન અને મનની બધી પ્રવૃત્તિઓ રોકી તેમ થતા તેઓ તરત જ મોક્ષે ગયા

જ્ઞાનદીપક એવા પ્રભુનુ નિર્વાણ થતા એ વખતે એકઠા મળેલા રાજાઓએ દીવાઓ પ્રગટાવી રોશની કરી એથી એ પર્વનુ નામ 'દીવાળી' પડ્યુ આજે પણ એ દિવસે ઘેર ઘેર દીવા મુકવાનો રિવાજ જોવાય છે

---

## કિરણ ૨૫ મું. જમના

રામા પટેલનુ કુટુબ બહુ મોટુ હતુ તેમની પાસે પુષ્કળ પૈસો હતો તેમને ઘેર ઘણાં ઢોર હતાં પટેલ એ બધાની બરાબર સારસભાળ રાખતા અને પૂરી માવજત કરતા એથી એમનાં ઢોર શરીરે ભરાઉ અને મજબૂત રહેતા અને સુંદર લાગતા એ બધામા એક ગાય ઘણી રૂપાળી હતી રામા પટેલે એનુ નામ 'જમના' પાડ્યુ હતુ એ ભલી હતી એથી પટેલ તેને વાડામા છૂટી રાખતા

એક વેળા એક રખડાઉ ગાય રામા પટેલના વાડા આગળથી જતી હતી તેણે જમનાને જોઇને કહ્યુ કે અલી જમના! આવી ચાદરણી રાત છે ને તને આમ વાડામા પૂરાઇ રહેવુ કેમ ગમે છે? છૂટથી ફરવાનુ ન મળે તો હુ તો મુઝાઇ જાઉ આજે તુ મારી સાથે ચાલ પછી તને ખબર પડશે કે બહાર ફરવામા કેવી મજા પડે છે! જગા પટેલના ખેતરમા પાક બહુ સારો થયો છે આપણે આખી રાત મજા કરીશુ અને સવાર પડતા તો પાછા આવી જઇશુ

જમનાએ વિચાર ન કર્યો તેણે પેલી ગાયનુ કહેવુ ઝટ માની લીધુ અને તે વાડામાથી બહાર નીકળી થોડી વારમા બન્ને ગાયો જગા પટેલના ખેતર પાસે આવી પહોંચી અને તેમા દાખલ થઇ રખડાઉ ગાય પક્કી હતી એથી તે ચરતા ચરતા પણ આજુબાજુ ધ્યાન રાખતી જતી હતી જમનાનુ ધ્યાન તો ચરવામા જ હતુ

કેટલીક વારે એ ખેતરના રખેવાળની નજર એ ગાયો ઉપર પડી અને તે ચુપચુપ એની પાસે આવી પહોંચ્યો રખેવાળને જોતા જ રખડાઉ ગાય નાસી ગઇ પણ જમના સપડાઇ ગઇ રખેવાળે એને ખૂબ મારી અને પછી એક ઠેકાણે બાધી રાખી

સવાર પડતા રામા પટેલ વાડામા ગયા તો જમના જોવામા ન આવી તેથી તેમણે એની તપાસ કરવા માડી ફરતા ફરતા તેઓ જગા પટેલના ખેતર આગળ આવી પહોંચ્યા ત્યા તેમણે જમનાને જોઇ એથી એમણે રખેવાળને પૂછ્યુ કે તે મારી ગાયને કેમ બાધી રાખી છે?

રખેવાળ—જુઓ આ તમારી ગાયે કેટલુ બધુ નુકસાન કર્યું છે? તમે આવી ગાયને કેમ છૂટી રાખો છો?

આ સાંભળીને રામા પટેલને ખેદ થયો તેઓ જમનાને ઘેર લાવ્યા અને પછી તેમણે એના ગળામાં એક ડેરો બાંધ્યો હવે જમનાને ચાલવુ પણ અઘરુ થઇ પડ્યુ તે પસ્તાવા લાગી કે મેં એક જ રાત ખરાબ સોબત કરી તો મારે ગળે આ ડેરો બંધાયો.

---

## કિરણ ૨૬ મુ. 'ઢેડ' ગુરુ

શ્રીમહાવીરસ્વામીના વખતમા મગધ દેશમા શ્રેણિક રાજા રાજ્ય કરતા હતા તેમને અભયકુમાર નામનો એક પુત્ર હતો તેની ચતુરાઇ જોઇ રાજાએ તેને વડો વજીર બનાવ્યો હતો

રાજાના મહેલની આસપાસ એક સુદર બાગ હતો એ બાગમા અમુક ઋતુમા જ અમુક ફળ કે ફૂલ આવે એમ ન હતુ એથી એ બાગનુ નામ 'સર્વ ઋતુ' પડ્યુ હતુ એમા એક આબા ઉપર કેરીની મોસમ ન હોવા છતા કેરીઓ આવેલી હતી

એક વેળા એક ઢેડીને કેરી ખાવાનુ મન થયુ તે લાની આપવા માટે તેણે પોતાના ધણીને ખૂબ કાલાવાલા કર્યાં

એક રાતે ઢેડે પેલા આબા ઉપરથી કેટલીક કેરીઓ ઉતારી લીધી અને ઘેર આવી તેણે તે પોતાની સ્ત્રીને આપી બીજે દિવસે સવારે પેલા બાગમાં રાણી ફરવા આવી ફરતાં ફરતા તે આબાના ઝાડ પાસે આવી ત્યારે કેરીઓ ચોરાઇ ગયેલી જણાઇ તેણે રાજાને ખબર આપી અને રાજાએ ચોર પકડવાનુ કામ વડા વજીરને સોંપ્યુ તપાસ કરતા તેને જણાયુ કે પેલા ઢેડે ચોરી કરી હતી તેણે એને પકડીને રાજા આગળ ઊભો કર્યો ઢેડે ચોરી કબૂલ કરી

રાજાએ એને પૂછ્યુ કે 'સર્વ ઋતુ' બાગમા તો દાખલ થવાય તેમ નથી તો પછી તેં કેરીઓ કેવી રીતે લીધી? ઢેડે કહ્યુ કે મારી પાસે ઝાડની ડાળી નીચી નમાવી તેને પાછી ઊચી ચઢાવી દેવાની વિદ્યા છે એના બળથી મેં કેરીઓ લીધી આ સાભળીને રાજાને ઘણો ગુસ્સો ચડ્યો અને તે બોલ્યો કે આ ચોર સામાન્ય નથી પણ વિદ્યાના બળવાળો છે, એથી એને કટકમા કટક સજા થવી જોઇએ અભયકુમારે રાજાને કહ્યુ કે આપ એની પાસેથી વિદ્યા તો શીખી લો, પછી આપને જે ઠીક લાગે તે સજા કરજો

રાજાને આ વાત પસદ પડી અને તેમણે પેલા ઢેઢ પાસે વિદ્યા ભણવા માટે ઘણી મહેનત કરી પણ તે વિદ્યા પાકે થઇ નહિ આથી અભયકુમારે તેમને અરજ કરી કે કે પિતાજી! આપ ઢેડનો વિનય સાચવશો તો એ વિદ્યા આપને પાકે થશે



એ સાંભળીને રાજા તરત જ સિંહાસન ઉપરથી નીચે ઉતર્યા અને તેમણે ઢેડને એના ઉપર બેસાડ્યો પછી પોતે નીચે બેસી વિદ્યા ભણવા માંડી એટલે તેમને એ વિદ્યા ઝટ આવડી ગઈ

- ઢેડને સજા કરવાનું હવે રાજાને ઠીક ન લાગ્યું પોતાના ગુરુને કોણ સજા કરે? ગુરુને તો સૌ કોઈ માન જ આપે ને?

---

## કિરણ ૨૭ મું. ચઉરિંદ્રિય ભાગ ૧ લો.

'કોઇ મધ લો મ ધ, ચોખ્ખુ મધ, કો ઇ મ'ધ લો મ ધ' એમ મોટેથી બોલતો બોલતો એક વાઘરી તારાના ઘર પાસે આવી પહોંચ્યો એ વેળા તારા ને તેના ફોઇબા મજુલા ઓટલે ઊભાં હતાં વાઘરી તેમની પાસે આવ્યો અને તેણે મધનુ વાસણ નીચે ઉતાર્યું પછી તેણે મજુલાને પૂછ્યુ કે બાઇ! તમારે મ'ધ લેવુ છે? આ તદ્દન ચોખ્ખુ મધ છે એમા મેં જરાકે ભેળભેળ કરી નથી જુઓ, હુ આ મ'ધપૂડો જેમનો તેમ લઇ આવ્યો છુ કહો તો એને તમારી સામે જ નીચોવીને મધ કાઢી આપુ મજુલાએ કહ્યુ ભાઇ! અમારાથી એ ખવાય નહિ એ સાભળીને વાઘરી ચાલતો થયો એના ગયા પછી તારાએ એના ફોઇબાને કહ્યુ ફોઇબા! મેં તો આજે જ મ'ધપૂડો જોયો એમાં બધે છ છ ખૂણાવાળા ખાના જોઇને હુ તો વિચારમા જ પડી ગઇ છુ કે આવો મધપૂડો કોણ બનાવતુ હશે?



મજુલા—મ'ધમાખીઓ

તારા—કેવી રીતે?

મજુલા—મ'ધમાખીઓ ફૂલ ઉપર બેસી તેમાથી રસ ચૂસી લે છે પછી તેઓ મોઢા વાટે એ બહાર કાઢે છે આપણે એ રસને 'મ'ધ' કહીએ છીએ મધમાથી તેઓ મીણ બનાવી તેનો મ'ધપૂડો રચે છે પછી તેઓ તેમાં મધ એકઠું કરે છે અને સુખેથી રહે છે

તારા—ત્યારે આ વાઘરી પાસે જે મધપૂડો હતો તે એ કેવી રીતે લાવ્યો હશે?

મજુલા—વાઘરી વગડામા જઇ મ'ધપૂડાની શોધ કરે છે પછી જે ઝાડ ઉપર મધપૂડો હોય ત્યા તે જાય છે અને કામળો ઓઢી એ ઝાડ નીચે ખૂબ ધૂમાડો કરે છે ધૂમાડો થતા મધમાખીઓ ગભરાઇને આમ તેમ ઉડવા માંડે છે કેટલીક તો વાઘરીને ચટકા ભરવા દોડે છે, પણ એણે કામળો ઓઢેલો હોવાથી એમનુ કશુ વળતુ નથી મધમાખીઓ થાકીને દૂર જતી રહે એટલે વાઘરી ઝાડ પરથી એ મધપૂડો પાડી લે છે તારા! મ'ધમાખીઓને તો તેં જોઇ છે કે?

તારા—ઘણી વાર

મજુલા—ત્યારે તુ કહીશ કે એને આખ્ હોય છે કે નહિ?

તારા—એને આંખ હોય છે

મંજુલા—જેને આંખ હોય તેને ચામડી, જીભ અને નાક એ ત્રણ ઇન્દ્રિયો પણ હોય જ, પરંતુ કાન હોય જ એમ નહિ મધમાખીને કાન હોતા નથી




તારા—ત્યારે મધમાખીને ચામડી, જીભ, નાક અને આંખ એમ ચાર ઇન્દ્રિયો હોય છે ખરુને?

મંજુલા—હા આપણે એવા પ્રાણીઓને 'ચઉરિંદ્રિય' કહીએ છીએ

તારા—બીજા કોઈ ચાર ઇન્દ્રિયવાળા પ્રાણીઓ છે?

મંજુલા—હા કરોળિયો, માખી, મચ્છર, તીડ, ભમરો, વીંછી, કસારી, પતંગિયું, આગિયો કીડો, ખડમાકડી વગેરે એ બધાને તેં જોયા છે?

તારા—ના મેં કેટલાકને જ જોયા છે

મંજુલા—તેં વીંછી જોયો છે?

તારા—હા મેં વીંછી જોયો છે કપિલાને એ કરડી ગયો હતો એની વેદનાથી એ ચીસે ચીસ પાડતી હતી

મંજુલા—વીંછી ઝેરી પ્રાણી છે એના ડંખ આગળ મધમાખીનો ડંખ કઇ હિસાબમા નથી તારા! હવે તારે સુઇ જવાનો વખત થયો છે એટલે આપણે કાલે બીજા પ્રાણીઓ વિષે વાત કરીશુ

---

૧ કરોળિયો ૨ માખી ૩ મચ્છર ૪ કસારી ૫ વીંછી

## ચિત્ર ૨૮ મું ચઉરિંદ્રિય ભાગ ૨ જો.




બીજે દિવસે વાળુ કરી બધા પરવારી ગયા પછી તારાએ મંજુલાને કહ્યુ કે ફોઇબા! કાલની બાકી રહેલી વાત સમજાવશો?

મંજુલા—વારુ ખુશીથી બોલ તારે શુ પૂછવુ છે?

તારા—ફોઇબા! મેં ભમરો, આગિયો કીડો, તીડ પતંગિયુ ને ખડમાકડી જોયા નથી એ કેવા હોય છે?

મંજુલા—કાળા ભમરા દેખાવે સુંદર હોય છે એને મધમાખીની જેમ પાંખો હોય છે એ પણ ફૂલોના રસ ચૂસે છે એને છંછેડતા એ ચટકો દે છે એ લાકડુ કોરી ખાય છે વળી એ ખૂબ ગણ ગણ કરે છે

આગિયો કીડો એક જવ જેવડો હોય છે એની પાંખનુ તેજ રાતે સારુ અજવાળુ આપે છે ખોરાક મેળવવામા એ તેજ એને ઉપયોગી થઇ પડે છે, પરંતુ દુખની વાત છે કે એ જ તેજને લીધે તો એની પાછળ પડેલુ પ્રાણી એને શોધી કાઢી મારી નાખે છે

તીડ એ ભમરા વગેરેની જેમ પાંખવાળુ પ્રાણી છે એ ખાસ કરીને ખેડુતોને નુકસાન પહોંચાડે છે પુષ્કળ મહેનત કરીને ખેડુતે પાક તૈયાર કર્યો હોય ને તીડના ટોળે ટોળા એના ખેતરમા ઉતરી આવે તો થોડી વારમા જ એ પાક સાફ કરી નાખે વળી કોઇક વાર તીડની લગાગની લગાર માઇલો સુધી પથરાઇ જાય છે એવે વખતે આગગાડીને રસ્તો કાપવો મુશ્કેલ થઇ પડે છે હજારો મરેલા તીડો પાટા ઉપર પડેલા હોય તો એ ગાડી [illegible] ઉપરથી સરી પણ જાય

---

૧ ભમરો ૨ આગિયો કીડો ૩ તીડ

તારા—ફોઇબા! તમે બે દિવસથી મને ઘણા પ્રાણીઓ વિષે સમજણ પાડો છો તો હવે પતગિયા અને ખડમાકડી વિષે થોડુક કહો એટલે બસ




મંજુલા—પતગિયાને બે મૂછો અને એક નાની સરખી સૂંઢ હોય છે એની બને પાખ રગબેરગી હોવાથી એનો દેખાવ ઘણો સુદર લાગે છે

ખડમાકડી તીડની જાતનુ પ્રાણી છે એનો રગ લીલો હોય છે એ પણ મધમાખી વગેરેની પેઠે ચટકો દે છે




---

૧ પતગિયુ ૨ ખડમાકડી

## કિરણ ૭૯ મુ. વર્ધમાનસ્વામીની બાલક્રીડા

લગભગ પચીસ સૈકા ઉપર મગધ દેશમાં આવેલા ક્ષત્રિયકુંડ ગામમાં સિદ્ધાર્થ નામે રાજા રાજ્ય કરતા હતા તેમને ત્રિશલા નામે રાણી હતી એ રાણીએ તેજ ભવમા તીર્થંકર થનાર પુત્રરત્નને જન્મ આપ્યો એ પુત્ર ગર્ભમા આવ્યા ત્યારથી રાજાને ત્યા ધન, ધાન્ય વગેરેની વૃદ્ધિ થઇ હતી તેથી એમનુ નામ 'વર્ધમાન' પાડવામા આવ્યુ હતું એમનુ પરાક્રમ જોઇને દેવોએ એમનુ નામ 'મહાવીર' પાડ્યુ હતુ આજે એમનુ શાસન પ્રવર્તે છે

મહાવીરસ્વામી લગભગ આઠ વર્ષના થયા તેવામા એક દહાડો તેમના સોબતીઓને નગર બહાર જઇને આમલકી રમત રમવાનુ મન થયુ તેથી તેમણે એમને રમતમા ભાગ લેવા વિનવ્યા એમણે હા પાડી અને એઓ બધા કુમારો સાથે નગર બહાર ગયા થોડી વારમા ઝાડ ઉપર ચઢવા ઉતરવાની રમત શરૂ થઇ

આ તરફ સૌધર્મ દેવલોકના ઇન્દ્રે દેવોની સભામા મહાવીરસ્વામીની નિર્ભયતાના ખૂબ વખાણ કરતા કહ્યુ કે અત્યારે મનુષ્યલોકમા શ્રીમહાવીરસ્વામી બાળક હોવા છતા બહુ પરાક્રમવાળા છે દેવો અને ઇન્દ્રો એમની આગળ કઇ હિસાબમા નથી વળી કોઇ પણ એમને બીવડાવી શકે તેમ નથી ઇન્દ્રના એ વચન ઉપર એક દેવને વિશ્વાસ બેઠો નહિ તે વિચારવા લાગ્યો કે દેવની આગળ મનુષ્ય કશા હિસાબમા હોઇ શકે નહિ, છતા જોઉ તો ખરો કે મહાવીરસ્વામી કેવા છે? એમ વિચારી જ્યા બધા કુમારો રમતા હતા ત્યા એ દેવ આવ્યો પછી એણે ભયકર સાપનુ રૂપ લીધુ અને જે ઝાડ ઉપર બધા કુમારો રમતા હતા તેની નીચે એ ગુચળુ વાળીને બેઠો

એને જોઇને બીજા બધા કુમારો બીકના માર્યા નાસી ગયા, પરતુ મહાવીરસ્વામી તો હસતા હસતા એ ઝાડ પાસે ગયા અને તેમણે એ સાપને હાથેથી પકડી દૂર ફેંકી દીધો સાપ દૂર થતા બધા કુમારો પાછા એકઠા થયા અને રમવા લાગ્યા એ આમલકી રમતની સરત એ હતી કે જે ઝાડની ટોચે વહેલો પહોંચે તે જીત્યો ગણાય અને બીજા બધા હારેલા ગણાય જે જીત્યો હોય તેને બીજાઓ પોતાની પીઠ ઉપર બેસાડે

પેલો દેવ સાપનુ રૂપ પડતુ મૂકી કુમારનુ રૂપ લ  રનવામા સામેલ થયો અને હાથે કરીને તે હારી ગયો મહાવીરસ્વામી જીત્યા હતા એટલે શરત મુજબ એ દેવે એમને પોતાની પીઠ ઉપર બેસાડ્યા એઓ બેઠા કે તરત જ એ દેવે પોતાનુ શરીર વધારવા માડ્યુ જોતજોતામા તો તે સાત તાડ જેટલો ઊચો થઇ ગયો અને મહાવીરસ્વામીને બીવડાવવા માટે તેણે પોતાનુ રૂપ બહુ જ વિકરાળ બનાવ્યુ તેણે પોતાની જીભ તક્ષક નાગ જેવી બનાવી, પોતાના વાળ વનમા દવ લાગ્યો હોય તેવા પીળા બનાવ્યા, દાઢો કરવત જેવી, આખો ધગધગતા અગારાથી ભરેલી સગડી જેવી અને નસકોરા મોટી ગુફા જેવડા બનાવ્યા તેણે મુખ તો પાતાળ જેવડુ કર્યું

આ પ્રમાણે એ દેવને વિકરાળ બનતો અને પોતાની ઊચાઇ વધારતો જતો જોઇને મહાવીરસ્વામીએ તેની પીઠ ઉપર એક મુક્કી મારી એ દેવથી સહન થઇ શકી નહિ અને તે વામનરૂપ બની ગયો મહાવીરસ્વામી તેની પીઠ ઉપરથી ઉતર્યા એટલે એ તેમને પગે પડ્યો અને બોલ્યો કે હે નાથ ! ઇન્દ્ર મહારાજે તમારા બળ અને નિર્ભયપણાના જે વખાણ કર્યાં હતા તે મને સાચા ન લાગવાથી મેં તમારી કસોટી કરી મારો અપરાધ માફ કરો હુ આપની રજા માગુ છુ

---

## કિરણ ૩૦ મુ. વડીભગની ગમ્મત

એક દહાડો સાજના નટુ, ગટુ અને શ્યામા સુલોચનાને કહેવા લાગ્યા કે બા! અમે બધાં કનકવા ચગાવવા અગાસી ઉપર જઇએ?

ચપા—હા, ખુશીથી જાઓ, પરતુ છાપરા પર કોઇ ચઢશો નહિ, નળિયા ભાગશો નહિ કે લઢશો નહિ

એ સાંભળીને ત્રણે જણા કનકવાના ઓરડામા ગયા ત્યા જાતજાતના કનકવા પડેલા હતા એમાથી નટુએ એક લાલ અડધિયુ લીધુ અને બધા અગાસી પર ગયા પછી નટુએ એ ચગાવ્યુ થોડી વારે એના પાડોશી બાપાલાલે એક લીલુ અડધિયુ ચગાવ્યુ તેણે નટુને કહ્યુ કે સગ્તીના પેચ લેવા હોય તો આવી જા નટુએ હા પાડી અને અડધિયાના પેચ લાગ્યા થોડી વાર સરતી છોડ્યા પછી બાપાલાલે હાથ મારીને નટુનુ અડધિયુ કાપી નાખ્યુ એથી નટુએ બાપાલાલને કહ્યુ કે ભાઇ! આમ દગો કરવો ઠીક કહેવાય?

બાપાલાલ—જીત મેળવવા માટે ગમે તેવા દાવપેચ કરવા પડે તેમા શુ થઇ ગયુ?

નટુ—મને તો એ રીત પસદ નથી એક વેળા અમુક સરત કર્યા પછી તેને તોડવી તેના કરતા હારવુ સારુ

બાપાલાલ—બસ કર તુ મોટો સત્યવાદીનો દીકરો છે તે જાણ્યુ હવે લવ લવ કરશે તો બે ચાર ચોપડાવીશ

એમ કહી તેણે ગાળો દેવા માડી નટુ કઇ બોલ્યો નહિ એનામા નટુના બાપા રગીલદાસ ત્યાં આવી પહોંચ્યા તેમણે એક અડધિયુ ચગાવ્યુ અને શ્યામાએ તેમની પરતી ઝાલી જોતજોતામાં રગીલદાસે બાપાલાલનુ અડધિયુ કાપી નાખ્યુ એટલે શ્યામાએ અને ગટુએ 'કાઆઆ ટ્ટએએ ' એમ મોટેથી બૂમ પાડી જોડેની અગાસીમા બાપાલાલનો માજો પડ્યો હતો એ લેવા ગટુ દોડ્યો, પરતુ રગીલદાસે તેને વાર્યો અને કહ્યુ કે પારકાનો માંજો પકડવો એ આપણને શોભે નહિ, કેમકે એ એક જાતની ચોરી છે

ધીરે ધીરે રગીલદાસે આસપાસના ઘણા કનકવા કાપી નાખ્યા પછી અડધિયુ બહુ નાનુ દેખાવા લાગ્યુ ત્યાં સુધી તેમણે દોર મુકી અને ગટુને એ ઉતારવા આપ્યુ શ્યામા પાસેથી પરતી લઇને તેમણે પોતે દોર લપેટવા માડી

થોડી વારે ગટુએ શ્યામાને અડવિયુ ઉતારવા આપ્યુ ચોકુક ઉતાર્યા પછી તેણે એ નટુને આપ્યુ એ ઉતારતો હતો તેવામા શ્યામાએ રંગીલદાસને કહ્યુ કે બાપાજી! આજે બાપાલાલે મોટા ભાઇને ગમે તેમ કહ્યુ તે શુ ઠીક કહેવાય?

રંગીલદાસ—ના તમે તો કઇ બોલ્યા નથીને?

શ્યામા—બાપાલાલે મોટા ભાઇનુ અડવિયુ ખોટી રીતે કાપી નાખ્યુ ત્યારે તેમણે એને કહ્યુ કે આ શુ મારુ કહેવાય?

રંગીલદાસ—હુ એ બાપાલાલને સારી રીતે ઓળખુ છુ એ છોકરો તુમાખી અને જડ છે એના જેવાને શિખામણના બે બોલ પણ કહેવા તે નકામુ છે જુઓ છોકરાઓ! રમતને અગે કેટલાક નિયમો ધ્યાનમા રાખવા જેવા છે તે હુ તમને કહુ છુ—

(૧) રમત રમતા લુચ્ચાઇ, બોલાચાલી કે મારામારી કરવી નહિ

(૨) ચીડાઇને રમત અધવચ છોડી દેવી નહિ

(૩) રમતા રમતા ખોટા બહાના કાઢવા નહિ

(૪) રમતી વેળા પતરાજી કરવી નહિ

(૫) રમતી વેળા રમતમા જ ધ્યાન રાખવુ

(૬) આપણે જે લાભ સામાને આપવા ખુશી ન હોઇએ તે આપણે માગવા નહિ

## કિરણ ૩૧ મુ. મપ ત્યા જપ

એક પારધી હતો તે રોજ પહો ફાટતા મોટી જાળ લઇને પક્ષીઓને પકડવા જગલમાં જતો એક દિવસ તેણે એક મોટા ઝાડની નીચે દાણા વેર્યા અને જાળ પાથરી પછી પખીની રાહ જોતો તે બાજુના ઝાડ નીચે બેઠો વણો વખત વીતી ગયો છતા કોઇ પખી ત્યા આવ્યુ નહિ તેથી તે નિરાશ થઇ જાળ ઉપાડી ઘેર જવાની તૈયારી કરતો હતો એવામા દૂરથી કબૂતરોનુ એક મોટુ ટોળુ ત્યા આવતુ જણાયુ એથી એ રાજી થયો

એ ટોળામા કબૂતરોનો રાજા પણ હતો તેની નજર નીચે બીછાવેલી જાળ ઉપર પડી તેણે કબૂતરોને કહ્યુ કે કોઇ પારધીએ નીચે જાળ પાથરી જણાય છે, માટે દાણા ખાવાની લાલચે ત્યા કોઇ જશો નહિ કબૂતરોને એ વાત ગળે ઉતરી નહિ દાણા એવા સરસ હતા કે તેમાનાથી રહેવાયુ નહિ તેઓ તો દાણા ખાવાની લાલચમા જાળ ઉપર જઇ બેઠા દાણા ખાઇ રહ્યા પછી જેવા તેઓ ઉડવા જતા હતા તેવામા તેમને ખબર પડી કે આપણે તો જાળમા સપડાઇ ગયા છીએ પોતાના રાજાનુ કહેલુ ન માનવા માટે તેઓ હવે પસ્તાવા લાગ્યા શુ કરવુ તે માટે તેમણે ખૂબ વિચાર કર્યો, પરતુ તેમને કોઇ રસ્તો સૂઝ્યો નહિ

આ તરફ તેમનો રાજા બધુ જોયા કરતો હતો તેને આ આફતમાથી છૂટવાનો ઉપાય પૂછવાનુ કબૂતરોને ઘણુ મન હતુ, પણ એક વખત તેનુ કહ્યુ માન્યુ ન હતુ તેથી કોઇની તેમ કરવાની હિંમત ચાલી નહિ તેઓ મોતની બીકે થરથર કપતા હતા

કબૂતરોની એ સ્થિતિ જોઇને રાજાનુ હૈયુ ભરાઇ આવ્યુ તેને લાગ્યુ કે જો આ બચ્ચાને બચાવવા માટે રસ્તો બતાવવામા નહિ આવે તો જરુર એ બચ્ચા માર્યા જશે આથી તરત જ તે પણ જાળ ઉપર આવી બેઠો અને બોલ્યો કે મારુ કહ્યુ માન્યુ નહિ તેથી તમારી આ દશા થઇ. હવે જો મારુ કહ્યુ માનશો તો હજી પણ આ આફતમાથી બચી જશો. કબૂતરોએ તેના કહેવા પ્રમાણે વર્તવાની હા પાડી

કબૂતરના રાજાએ કહ્યુ ઠીક ચાનો, આપણે બધા એકી સાથે ઉડીએ
બધાએ તેમ કર્યું એટલે જાળ પણ સાથે સાથે ઉચકાઇ ગઇ
પારધીએ જાળ લઇને ઉડી જતા કબૂતરોને જોયા એણે મન વાળ્યુ કે



આ ક્યા જવાના છે? હમણા થાકી જશે ને મારા હાથમા સપડાશે, પરતુ જ્યારે એ કબૂતરો ખૂબ દૂર નીકળી ગયા ત્યારે એની નિરાશાનો પાર રહ્યો નહિ આખરે એ હાથ ઘસતો ઘસતો ઘર ભણી વળ્યો

થોડી વારે બધા કબૂતરો અમુક જગ્યાએ આવી પહોંચ્યા એટલે તેમના રાજાએ તેમને ત્યા જ થોભવા કહ્યુ પછી તેમણે પોતાના ભાઇબધ ઉંદરને બૂમ પાડી તે આવતા કબૂતરના રાજાએ તેને બધી વાત કહી સભળાવી એ ઉપરથી ઉદર કબૂતરના રાજાનુ બધન કાપવા તૈયાર થયો ત્યારે એ રાજાએ તેને તેમ કરતા અટકાવ્યો અને કહ્યુ કે તુ મારા આ સાથીઓનાં બધન કાપી રહે પ
મારુ બધન કાપજે ઉદરે જવાબ આપ્યો કે તેમ કરવા જતા તો મારા
પણ કદાચ પડી જશે અને તુ મારો મિત્ર હોવા છતા સપડાયેલો રહી જઇ
રાજાએ કહ્યુ કે એની કઇ ફિકર નહિ મારુ ગમે તે થાઓ, પણ મારા સાથીઓ

હવે ઝપાટાબંધ જાળ કાપવા માંડી એકેક કબૂતર છૂટું થતું ગયું થોડી વારમાં એ પોતાના મિત્રને પણ મુક્ત કરી રાખ્યો

બધાંના આનંદનો પાર ન રહ્યો પેલા કબૂતરના રાજાએ ઉંદરનો ખૂબ ઉપકાર માન્યો અને પછી પોતાના સાથીઓને લઈને એ ઉડી ગયો

[ સમાપ્ત ]

# અર્થ-સૂચી

### આ

આચાર=આચરણ, વર્તન, પાળવાના નિયમો

### ઇ

ઇન્દ્ર=દેવોનો રાજા
ઇન્દ્રાસન=ઇન્દ્રનું સિંહાસન

### ઉ

ઉપાધ્યાય=અધ્યાપક, શિક્ષક, ભણાવનાર

### જ

જાતિસ્મરણ જ્ઞાન=પૂર્વ જન્મને લગતી હકીકત યાદ કરાવનારો બોધ

### ત

તિર્યંચ=પશુ, પક્ષી વગેરે જીવો

### દ

દુંદુભિ=એક જાતનું નગારું
દુર્ગતિ=નરક વગેરે ખરાબ ગતિ

### પ

પર્યંકાસન=ડાબી જાંઘ ઉપર જમણા પગની પાની રાખીને અને જમણી જાંઘ ઉપર ડાબા પગની પાની રાખીને બેસવું તે
પાત્ર=વાસણ
પારણું=ઉપવાસ વગેરે વ્રત કે તપ પૂરું થતાં કરાતું ભોજન
પુણ્ય=શુભ કર્મ

### ભ

ભવ=જન્મ

### સ

સદ્ગતિ=સ્વર્ગ કે મોક્ષ જેવી સારી ગતિ



# પરિશિષ્ટ

## नवकार मन्त्र

नम अरिहन्तृभ्य

**नमो अरिहंताणं ।**

વંદન અરિહંતોને

नम सिद्धेभ्य

**नमो सिद्धाणं ।**

વંદન સિદ્ધોને

नम आचार्येभ्य

**नमो आयरियाणं ।**

વંદન આચાર્યોને

नम उपाध्यायेभ्य

**नमो उवज्झायाणं ।**

વંદન ઉપાધ્યાયોને

नम लोके सर्वसाधुभ्य

**नमो लोए सव्वसाहूणं ।**

વંદન લોકને વિષે સર્વ સાધુઓને

एष पञ्चनमस्कार सर्वपापप्रणाशन

**एसो पंचनमुक्कारो सव्वपावप्पणासणो**

એ પાંચ વંદન પાપોનો વિનાશ કરનાર

मङ्गलाना च सर्वेषा प्रथम भवति मङ्गलम्

**मगलाण च सवेसिं पढम हवइ मगलं।**

મગળોમા વળી બધા પહેલુ છે મગળ

**અર્થ**—અરિહતોને વદન (હોજો) સિદ્ધ (પરમાત્માઓ)ને વદન (હોજો) આચાર્યોને વદન (હોજો) ઉપાધ્યાયોને વદન (હોજો) લોકને વિષે (રહેલા) સર્વ સાધુઓને વદન (હોજો) એ પાચ (જાતનુ) વદન બધા પાપોનો વિનાશ કરનાર છે વળી (એ) બધા મગળોમા પહેલુ મગળ છે

---

# प्रणिपातसूत्र



इच्छामि क्षमाश्रमण ! वन्दितु यापनीयया

**इच्छामि खमासमणो ! वंदिउं जावणिज्जाए**

ઇચ્છુ છુ હે ક્ષમાથી યુક્ત સાધુ ! નમવાને શક્તિ અનુસાર

नैषेधिक्या मस्तकेन वन्दे

**निसीहियाए मत्थएण वंदामि ।**

પાપકાર્યોના નિષેધપૂર્વક મસ્તક વડે નમુ છુ

**અર્થ**—હે ક્ષમાથી યુક્ત સાધુ ! પાપકાર્યોનો નિષેધ કરી હુ શક્તિ અનુસાર (આપને) નમવાને ઇચ્છુ છુ (અને એ ઇચ્છા મુજબ) મસ્તક વડે નમુ છુ

**વિવેચન**—આ સૂત્ર ઉચ્ચારવા પૂર્વક ગુરુ મહારાજને અથવા તો શ્રીજિનેશ્વરની પ્રતિમાને બે ઘૂંટણ, બે કોણી અને કપાળ એમ પાંચે અગો ભૂમિને અડકે એવી રીતે વદન કરવામા આવે છે એથી આ સૂત્ર 'પ્રણિપાતસૂત્ર' કહેવાય છે

---

૧ આને 'ખમાસમણસૂત્ર' પણ કહેવામા આવે છે

# અબ્ભુટ્ઠિઓ



इच्छाकारेण सन्दिशथ भगवन्! अभ्युत्थित अहम् आभ्यन्तर-
**इच्छाकारेण संदिसह भगवन्! अब्भुट्ठिओ हं अब्भितर-**
ઇચ્છાથી આજ્ઞા આપો હે પ્રભુ! તત્પર થયેલો હુ દિવસ

दैवसिक क्षमयितुम् इच्छामि क्षमयामि दैवसिकम्
**देवसिअं खामेउं। इच्छं खामेमि देवसिअं।**
દરમ્યાનના ખામવાને ઇચ્છુ છુ ખામુ છુ દિવસ સબધી

**અર્થ**—હે પ્રભુ! હુ દિવસ દરમ્યાન કરેલા (અપરાધ)ને ખામવાને તત્પર થયો છુ (માટે) તમે ઇચ્છાથી મને આજ્ઞા આપો (ગુરુ કહે ખામેહ એટલે કે ખમાવો. શિષ્ય કહે ઇચ્છ એટલે) હુ (એ જ) ઇચ્છુ છુ (અને) દિવસ સબધી (અપરાધ) ખામુ છુ

यत् किञ्चित् अप्रीतिक पराप्रीतिक भक्ते पाने विनये
**जं किंचि अपत्तिअं, परपत्तिअं भत्ते, पाणे, विणए**
જે કઇ અપ્રીતિવાળુ અતિશય અપ્રીતિવાળુ ભોજનમા પાણીમા વિનયમા

૧ આને 'ગુરુક્ષામણા સૂત્ર' પણ કહેવામા આવે છે

वैयावृत्ये आलापे सलापे उच्चासने समासने
**वेयावच्चे, आलावे, संलावे, उच्चासणे, समासणे,**
[1]વૈયાવૃત્યમા [2]આલાપમા [3]સલાપમા ઊંચે આસને સમાન આસને

अन्तर्भाषायाम् उपरिभाषायाम् यत् किञ्चित् मम
**अतरभासाए, उवरिभासाए, जं किंचि मझ**
વચ્ચે બોલવામા ઉપરથી બોલવામા જે કઇ મારુ

विनयपरिहीन सूक्ष्म वा बादर वा यूय जानीथ
**विणयपरिहीणं सुहुमं वा बायरं वा तुब्भे जाणह,**
વિનયરહિતપણુ સૂક્ષ્મ કે સ્થળ કે તમે જાણો છો

अह न जाने तस्य मिथ्या मे दुष्कृतम्
**अहं न याणामि, तस्स मिच्छा मि डुक्कडं।**
હુ નથી જાણુતો તેનુ મિથ્યા મારુ પાપ

**અર્થ**—(હે ગુરુ!) જે કઇ અપ્રીતિવાળુ કે અતિશય અપ્રીતિવાળુ (કાર્ય મારાથી કરાયુ હોય) તેનુ તેમજ ભોજનને વિષે, પાણીને વિષે, વિનયને વિષે, વૈયાવૃત્યને વિષે, આલાપને વિષે, સલાપને વિષે, (આપનાથી) ઊંચા આસને (બેસવાને) વિષે, (આપની) બરાબરના આસને (બેસવાને) વિષે, (આપ બોલતા હોય તેની) વચ્ચે બોલવામા અને (આપે કહેલી વાતમા વિશેષતા જણાવવા) ઉપરથી બોલવામા જે કઇ સક્ષ્મ કે સ્થૂળ વિનયરહિતપણુ મારાથી કરાયુ હોય જે તમે જાણો છો (અને) હુ જાણુતો નથી, તેનુ મારાથી (થયેલુ) પાપ મિથ્યા (થાઓ)

**વિવેચન**—આ સૂત્રમા શિષ્યે ગુરુનો કેવી રીતે વિનય સાચવવો જોઇએ તે બહુ સારી રીતે બતાવેલુ છે

---

૧ શુશ્રૂષા, સેવા ૨ એક વાર બોલવુ ૩ વારવાર બોલવુ

# નામસ્તવ

लोकस्य उद्द्योतकरान् धर्मतीर्थकरान् जिनान्
लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।
લોકના પ્રકાશ કરનાર ધર્મતીર્થને સ્થાપનારા [2]જિન
अरिहन्तृन् कीर्तयिष्यामि चतुर्विंशतिम् अपि केवलिन
अरिहंते कित्तइस्सं, चउवीसं पि केवली ॥ १ ॥
અરિહંતોને કીર્તન કરીશ ચોવીસ પણ કેવળજ્ઞાની

અર્થ—(કેવળજ્ઞાન વડે જાણે) લોકમાં (ધર્મનો) પ્રકાશ કરનારા, ધર્મતીર્થને સ્થાપનારા, રાગ અને દ્વેષના જીતનારા (અને) કેવળજ્ઞાની એવા ચોવીસ તીર્થંકરોનું પણ હું કીર્તન કરીશ.–૧

ऋषभम् अजित च वन्दे सम्भवम् अभिनन्दन च सुमति च
उसभमजियं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।
ઋષભને અજિતને અને નમું છું સંભવને અભિનન્દનને અને સુમતિને અને
पद्मप्रभ सुपार्श्व जिन च चन्द्रप्रभ वन्दे
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥
પદ્મપ્રભને સુપાર્શ્વને જિન અને ચંદ્રપ્રભને નમું છું

અર્થ—હું ઋષભ(દેવ)ને તથા અજિત(નાથ)ને નમું છું, સંભવ(નાથ), અભિનંદન(સ્વામી) તથા સુમતિ(નાથ)ને તેમજ પદ્મપ્રભ, સુપાર્શ્વ(નાથ) તથા ચંદ્રપ્રભ જિનને નમું છું.–૨

सुविधि च पुष्पदन्त शीतलश्रेयांसवासुपूज्यान् च
सुविहिं च पुप्फदंतं, सीयलसिज्जंसवासुपुज्जं च ।
સુવિધિને અને પુષ્પદંત શીતલ, શ્રેયાંસ અને વાસુપૂજ્યને અને
विमलम् अनन्त च जिन धर्म शान्ति च वन्दे
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥
વિમલને અનંતને અને જિન ધર્મને શાંતિને અને નમું છું

૧ આનું બીજું નામ 'લોગસ્સ સૂત્ર' છે ૨ રાગ અને દ્વેષના જીતનારા

અર્થ—પુષ્પદંત એવા (બીજા નામવાળા) સુવિધિ(નાથ)ને, શીતલ(નાથ)ને, શ્રેયાંસ(નાથ)ને અને વાસુપૂજ્ય(સ્વામી)ને તેમજ વિમલ(નાથ)ને, અનંત(નાથ)ને અને ધર્મ(નાથ) જિનને તથા શાંતિ(નાથ)ને હું નમું છું.–૩

कुन्थुम् अर च मल्लिं वन्दे मुनिसुव्रत नमिजिन च

**कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च।**

કુંથુને અરને અને મલ્લિને નમું છું મુનિસુવ્રતને નમિ જિનને અને

वन्दे अरिष्टनेमिं पार्श्वं तथा वर्धमान च

**वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥**

નમું છું અરિષ્ટનેમિને પાર્શ્વને તેમજ વર્ધમાનને અને

અર્થ—હું કુંથુ(નાથ)ને તથા અર(નાથ)ને તેમજ મલ્લિ(નાથ)ને, મુનિસુવ્રત(સ્વામી)ને તથા નમિ(નાથ) જિનને નમું છું વળી અરિષ્ટનેમિને, પાર્શ્વ(નાથ)ને અને વર્ધમાન(સ્વામી)ને (પણ) હું નમું છું.–૪

एवं मया अभिष्टुता विधूतरजोमला प्रहीणजरामरणा

**एवं मए अभिथुआ, विहुअरयमला पहीणजरमरणा।**

આમ મારા વડે સ્તુતિ કરાયેલા ક્ષય કર્યાં છે રજ અને મળ જેમણે એવા વિનાશ પામ્યા છે ઘડપણ અને મરણ જેમના એવા

चतुर्विंशति अपि जिनवरा तीर्थंकरा मम प्रसीदन्तु

**चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥**

ચોવીસ પણ જિનોમાં ઉત્તમ તીર્થંકરો મારા પર પ્રસન્ન હો

અર્થ—આ પ્રમાણે મેં સ્તવેલા ચોવીસ તીર્થંકરો કે જેમણે (કર્મરૂપ) રજ તથા મળને ટાળ્યા છે (તથા) જેમણે ઘડપણ અને મરણનો વિનાશ કર્યો છે (તથા જેઓ) સામાન્યકેવલીઓથી શ્રેષ્ઠ છે તે તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ.–૫

कीर्तितवन्दितमहिता ये एते लोकस्य उत्तमा सिद्धा

**कित्तियवंदियमहिया, जे ए लोगस्स उत्तमा सिद्धा।**

સ્તવાયેલા વંદાયેલા અને પૂજાયેલા જેઓ એ લોકમાં ઉત્તમ સિદ્ધો

आरोग्यबोधिलाभ समाधिवर उत्तम ददतु

**आरुग्गबोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥**

આરોગ્ય ને સાચી શ્રદ્ધાનો લાભ પ્રધાન સમાધિ ઉત્તમ આપો

**અર્થ**—(જેમને ઇન્દ્રાદિએ) સ્તવ્યા છે, વાંદ્યા જે અને પૂજ્યા છે તથા જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ (પરમાત્મા) થયા છે, તેઓ (મને) આરોગ્ય, સાચી શ્રદ્ધાનો લાભ તેમજ પ્રધાન અને ઉત્તમ સમાધિ આપો—૬

चन्द्रेभ्य निर्मलतरा आदित्येभ्य अधिक प्रकाशकरा

**चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।**

ચંદ્રોથી વધારે નિર્મળ સૂર્યોથી વિશેષ પ્રકાશ કરનારા

सागरवरगम्भीरा सिद्धा सिद्धि मम दिशन्तु

**सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥**

ઉત્તમ સમુદ્રના જેવા ગંભીર સિદ્ધો સિદ્ધિ મને આપો

**અર્થ**—ચંદ્રોથી વધારે નિર્મળ, સૂર્યોથી વિશેષ પ્રકાશ કરનાર (અને) ઉત્તમ (સ્વયંભૂરમણ) સમુદ્ર જેવા ગંભીર એવા સિદ્ધ (પરમાત્મા) મને મોક્ષ આપો.—૭

**વિવેચન**—આ સૂત્રમાં તીર્થંકરોની તેમના નામપૂર્વક સ્તુતિ કરાયેલી છે એથી આને 'નામસ્તવ' કહેવામાં આવે છે આમાં ચોવીસ જિનેશ્વરની સ્તુતિ છે એથી એ 'ચઉવિસત્થો' પણ કહેવાય છે

---

# जीवविचारनी चार गाथाओ

शङ्ख कपर्दक गण्डोल जलौक चन्दनकालसलहकादय.
**संखं कवड्डय गंडुल जलोय चदणगअलसलहगाइ ।**
શખ કોડી ગડોલા જળો ચદનક, અળસિયુ, લાલિયા વગેરે
मेहर कृमि पूतरका द्वीन्द्रिया मातृवाहादय
**मेहरि किमि पूअरगा बेइदिय माइवाहाइ ॥ १५ ॥**
લાકડાનો કીડો કરમિયુ પરા બેઇંદ્રિય ચૂડેલ વગેરે

અર્થ—શખ, કોડી, ગડોલા, જળો, ચદનક, અળસિયુ, લાલિયા વગેરે (તેમજ) લાકડામાં (ઉત્પન્ન થતો) કીડો, કરમિયુ, પોરા, ચૂડેલ વગેરે બેઇંદ્રિય છે

गुल्मि मत्कूण यूका पिपीलिका उपदेहिका च मत्कोटका
**गोमी मकण जूआ पिपीलि उद्देहिया य मक्कोडा ।**
કાનખજૂરો માકડ જૂ કીડી ઉધઇ અને મકોડા
इल्लिका घृतेलिका सावक गोकीटजातय
**इल्लिय घयमिल्लीओ सावय गोकीडजाइओ ॥ १६ ॥**
ઇયળ ઘીમેલો સાના ગીંગોડાની જાતો
गर्दभकचौरकीटा गोमयकीटा च धान्यकीटा च
**गद्दहयचोरकीडा गोमयकीडा य धन्नकीडा य ।**
ગધેયા ચોરકીડા છાણના કીડા અને ધાન્યના કીડા અને
कुन्थु गोपालिका ईलिका त्रीन्द्रिया इन्द्रगोपादय
**कुंथु गोवालिय इलिया तेइदिय इदगोवाइ ॥ १७ ॥**
કથવો ગોપાલિક ઈલિકા તેઇંદ્રિય ગોકળગાય વગેરે

અર્થ—કાનખજૂરો, માકડ, જૂ, કીડી, ઉધઇ અને મકોડા તેમજ ઇયળ, ઘીમેલો, સાના, ગીંગોડાની જાતો, ગધેયા, ચોરકીડા, છાણના કીડા ધાન્યના કીડા, કથવો, ગોપાલિક, ઈલિકા, ગોકળગાય વગેરે તે

चतुरिन्द्रिया च वृश्चिक ढिङ्कण भमरा च भ्रमरिका तिड्डा

**चउरिंदिया य विच्छु ढिंकुण भमरा य भमरिया तिड्डा ।**

ચઉરિંદ્રિય અને વીંછી બગાઈ ભમરા અને ભમરી તીડ

मक्षिका दंसा मशका कंसारिका कपिलडोलकादय

**मच्छिय डंसा मसगा कंसारी कविलडोलाइ ॥ १८ ॥**

માખી ડાંસ મચ્છર કંસારી ખડમાકડી વગેરે

અર્થ—અને વીંછી, બગાઇ, ભમરા, ભમરી, તીડ, માખી, ડાંસ, મચ્છર, કંસારી, ખડમાકડી વગેરે ચઉરિંદ્રિય છે

---

चतुरिंद्रिया च वृश्चिक ढिङ्कण भ्रमरा च भ्र०

**चउरिंदिया य विच्छु ढिंकुण भमरा य**

ચઉરિંદ્રિય અને વીંછી બગાઇ ભમરા અને

मक्षिका दंसा मशका कसारिका कपिलडोलकादय

**मच्छिय डंसा मसगा कसारी कविलडोलाइ**

માખી ડાંસ મચ્છર કંસારી ખડમાકડી વગેરે

અર્થ—અને વીંછી, બગાઇ, ભમરા, ભમરી, તીડ, કંસારી, ખડમાકડી વ૦

चतुरिंद्रिया च वृश्चिक ढिङ्कण भ्रमरा च भ्रमरिका तिड्डा

**चउरिंदिया य विछु टिंकुण भमरा य भमरिया तिड्डा ।**

ચઉરિંન્દ્રિ અને વીંછી બગાઇ ભમરા અને ભમરી તીડ

मक्षिका दंशा मशका कसारिका कपिलडोलकादय

**मच्छिय डंसा मसगा कंसारी कविलडोलाइ ॥ १७ ॥**

માખી ડાસ મચ્છર કંસારી ખડમાકડી વગેરે

અર્થ—અને વીંછી, બગાઇ, ભમરા, ભમરી, તીડ, માખી, ડાસ, મચ્છર, કસારી, ખડમાકડી વગેરે ચઉરિંદ્રિય છે